# PREM ANAND'S MAHMERUN

EDITED

*After a careful collection of six different copies obtained from Surat & Ahmedabad*

WITH

Copious Notes critical and explanatory

BY

NAVALRAM LAXMIRAM

*Late Principal, Rajkot Training College*

AND

**Author of Naval-Granthavali.**

PUBLISHED BY

DHIMATRAM NAVALRAM.

**SURAT.**

**EDITION V.**

**Printed by Matubhai Bhaidas at K. A's 'Jain' Printing Press. Khapatia Chakia**

**SURAT.**

1913.

# मामेरुं.

## नरसिंह मेहेतानुं.

## प्रेमानंद कृत.



(સુરત તથા અમદાવાદમાંથી મેળવેલી જૂદી જૂદી
છ પ્રતોને સંભાળથી મેળવી જોયા પછી)
સમજ તથા વિવેચન બાબત પુષ્કળ ટીકા સહીત.

સારોદ્ધાર કરનાર.

## નવલરામ લક્ષ્મીરામ.

માજી પ્રિન્સીપાલ ટ્રેનીંગ કૉલેજ રાજકોટ.

तथा

**नवल ग्रंथावळीना कर्त्ता**
**છપાવી પ્રસિદ્ધ કરનાર.**

**ધીમતરામ નવલરામ.**

**આવૃત્તિ પાંચમી.**



**સુરત.**
ખપાટીયા ચકલા ઉપર આવેલા ખુ. અ. ના જૈન
પ્રીન્ટીંગ પ્રેસમાં મઠુભાઇ ભાઇદાસે છાપ્યું.



ઈ૦ સ૦ ૧૯૧૩      કિ૦ ૦-૪-૦

# PREFACE.

This is the first attempt to edit a Gujaratee Poem upon the true principles of Collation. Up to this time the general idea of editing was to procure a manuscript and correct it as the whims of the editor may suggest. Here the Editor has scrupulously abstained from such presumptuous officiousness, and contented himself with the humble task of selecting the best reading of the text from the several copies he had obtained for the purpose. Where-ever he was not perfectly sure of having settled the text, he has thought it proper to place all the different Readings before the public.

The Notes are explanatary as well as critical. They are intended to be a specimen of the scholarly way of studying our Classical poetry, introduced systematically for the first time into our school curriculum by the New Stantards. No pains have been spared to render this Edition as useful as possible to the students of this little charming work of our best poet. It is hoped the critical portion of these Notes at least will not be unacceptable to general readers.

Premanand's life with a general survey of his poetic powers and a critical analysis of his Mahmeroon, is also appended to this Edition.

Ahmedabad,
12th July 1871. } N. L.

# પ્રસ્તાવના.

આ સટીક ગ્રંથ પ્રગટ કરવાનો મુખ્ય ઉદ્દેશ ગૂજરાતી કવિતાનો અભ્યાસ વિદ્વાનની રીતે કરવાની પદ્ધતિ દર્શાવવાનો છે. હાલ ઘણે ઠેકાણે શીખવાય છે તે રીતે તો મહિનામાં પણ પૂરી થઇ જાય એટલીજ અમુક કાવ્યની લીટીઓ નવાં ધોરણોમાં દાખલ કીધી છે, તેની મતલબ ખુલ્લીજ જણાય છે કે એટલું સમજવામાં કોઇ પણ પ્રકારની ખામી ન રહી જવી જોઇએ; અને અભ્યાસ એવી રીતે થવો જોઇએ, કે વિદ્યાર્થીઓમાં સઘળી ગૂજરાતી કવિતા પંડિતાઇથી વાંચવાની શક્તિ આવે. ખરે એ ધારણા પ્રમાણે જો બરાબર શીખવાય, તો આપણા ઇંગ્રેજી વિદ્વાનો ઉપર સ્વભાષાના અજ્ઞાનનો જે દોષ મૂકવામાં આવે છે તે થોડા વર્ષમાં બિલકુલ દૂર થઇ જાય, અને વિદ્યા પ્રકરણમાં આપણા દેશનો ઘણોજ ઉત્કર્ષ થાય.

પણ એ શુભ દિવસ આણવો આપણા શિક્ષકોના હાથમાં છે. તેઓએ તનમનથી કામ કરવું જોઇએ, અને શીખવવાની પદ્ધતિ ઉત્તમ પ્રકારની હમેશાં રાખવી જોઇએ. પ્રથમ તો શબ્દે શબ્દના મૂળ અર્થ, લાક્ષણિક અર્થ, વ્યુત્પત્તિ, વ્યાકરણ, અને તે ઠેકાણે તેનું કેટલું જોર છે તે બરાબર સમજાવવું જોઇએ. પછી તેજ ધાતુ ઉપરથી થએલા બીજા શબ્દો અને તેના અર્થ પણ શીખવી શકાય; એટલું થઇ રહ્યા પછી વાક્યનો અન્વય અને ભાવાર્થમાં બહુ ફેર છે. હાલ આપણી ગૂજરાતી નિશાળોમાં ફક્ત અન્વયજ શીખવાય છે. અન્વય એટલે પદબંધન કરવાને સારૂ શબ્દોનો ક્રમ જે કવિએ ફેરવી નાંખ્યો હોય, તેને પાછો ગદ્યના વ્યાકરણ નિયમમાં આણવો. આ કામ અવશ્યનું છે, તોપણ એટલું કીધાથી

કવિતાનો અર્થ શીખનારાઓ સમજ્યા કે નહિ એ કદી જણાય નહીં. ફક્ત કદાપિ એક શબ્દને સારૂ બીજો શબ્દ અપાવીએ તોપણ તેથી કાંઇ વળે નહીં. હવે તો કવિનો સંપૂર્ણ ભાવાર્થ વિદ્યાર્થીઓ પાસે પોતાનીજ ભાષામાં અપાવવો જોઇએ–જાણે તેઓ પોતેજ નિબંધ લખવા બેઠા હોય, અને કવિના જેવા તેમને વિચાર સૂઝે તો તેઓ પોતાની મેળે ગદ્યમાં શી રીતે લખે ? એજ રીતે તેઓએ કવિતાનો ભાવાર્થ કહેવો જોઇએ બધાજ શબ્દ ફેરવી નાંખવા જોઇએ એમ કાંઇ નથી, પણ વાક્યરચના તો વિદ્યાર્થીનીજ હોવી જોઇએ. ભાવાર્થ લખવા ની રીત વધારે સારી છે, કેમકે તેથી વાક્યરચના ઉપર વધારે ધ્યાન આપવાની ટેવ પડે છે. અને તે એક રીતે નિબંધના મનોયત્નજ થઇ પડે છે. કવિતાનો અન્વય અને ભાવાર્થ બરા બર સમજાય ત્યારે રસાલંકાર સમજાવવાનો વખત આવ્યો એમ જાણવું. એ શીખવવું સૌથી અઘરૂં છે. માત્ર રસ કે અલંકારના નામજ જાણવાં એ કંઇ કામનું નથી. ને વાક્યમાં કવિત્વ ક્યાં રહેલું છે–તેમાં શો રસ છે–તે પેલાના રૂદયમાં લાગે એમ કરવું જોઇએ. અલંકાર હોય તો સરખાપણું ક્યાં રહેલું છે તે તેમને દેખાડવું જોઇએ, અને જો કોઇ ચિત્ર પડતું હોય તો તેમની આંખ આગળ આવીને ઉભું રહે એમ કરવું જોઇએ; એ રસ, અલંકાર અને ચિત્રની ખુબી અથવા ખોડનું યથાયોગ્ય વિવેચન કરતાં શીખવવું એ છેલ્લું કામ છે પછી તેની સાથે સંસારી, અધ્યાત્મિક, ઇતિહાસની, ભૂગોળની નીતિની. અર્થવિદ્યા, વગેરેની વાતોનો સબંધ હોય તો તે સમજાવવો, અને તે સમજાવતી વખતે રસનું એક નિરાળુંજ શાસ્ત્ર છે એ વાત ભૂલી ન જવી જોઇએ. પદનું બંધારણ, ઝડઝમક, વગેરે શબ્દાલંકારની બાબતો તો પ્રથમ વાંચનની

સાથેજ સમજવાની છે; પણ હવે શબ્દ રચના રસને અનુ[illegible]તી કેટલીક અને કયે પ્રકારે કીધી છે તે જણાવવું, અને પછી એકવાર રસભરી રીતે બરાબર વંચાવી તેનો પાઠ કરવાનું કહેવું. કવિતા કદાપિ આટલું બધું કરયા પહેલા મોઢે કરાવવી ન જોઇએ.

આ પ્રમાણે કવિતા શીખવવાની ખરી રીત તો છે, અને એ પ્રમાણે શીખવાય ત્યારેજ ઉપર કહ્યા તેવા ફાયદા થાય. એ રીતના નમુના દાખલ **આ'મેરાની** ટીકા લખી છે. ભણનાર અને ભણાવનારને મહેનતજ ન કરવી પડે એવી આ ટીકા લખનારની મતલબ નથી, તેથી ઉપર જણાવ્યું તેટલું બધું ઠેકાણે ઠેકાણે વિસ્તારથી સમજાવ્યું નથી; તો પણ એ ટીકા શિક્ષકને એ પદ્ધતિનો માર્ગ દેખાડનાર અને ઉદયોગી વિદ્યાર્થીઓને પોતાના અભ્યાસમાં ઘણી સહાય કરનાર થઇ પડશે એવી આશા રાખવામાં આવે છે.

ટીકા લખવાનો વિચાર થયા પછી એમ લાગ્યું કે એ કાવ્યનો સંપૂર્ણ શાસ્ત્રીય અભ્યાસ કરવાને જૂદા જૂદા પાઠ જેમાં આપેલા છે એવી એક નવી આવૃત્તિની પણ જરૂર છે. એ મનસુબો અમલમાં આણવો એ કાંઇ નાનુંસનું ન હતું. મુંબઇ ઇલાકામાં છાપખાના નીકળ્યાં ત્યારથી જૂના ગ્રંથ છપાવવા માંડયા છે ખરા, પણ આજ પર્યંત સારોદ્ધાર કરવાની જે જે રીત આપણામાં ચાલી આવી છે તે ઘણીજ અપૂર્ણ છે. ઘણાએ તો જેવી પ્રત મળી તેવીજ છપાવી દીધી છે. અને એનું પરિણામ એ થયું છે કે આપણા મહાકવિઓનાં ઘણા કાવ્ય છપાયાં છે, પણ તે નહિજ જેવા ગણાય છે—કેમકે તે બીલકુલ અશુદ્ધ છે. થોડાએક તો જૂના ગ્રંથકારના ગુરૂ થઇ બેઠા છે, અને પોતાની નજરમાં જે સારૂં લાગ્યું તે પ્રમાણે ફેરફાર

ને પ્રગટ કરવા મંડી ગયા. એના કરતાં તો હોય તેમજ છપાવી દેવું એ વધારે સારૂં કે તેથી બધા લોકોના હાથમાં અશુદ્ધ તો અશુદ્ધ પણ જૂની પ્રતની એક ખરી નકલ તો આવે. પણ* કરનારે જ્યાં સ્વચ્છંદે ફેરફાર કીધો હોય છે ત્યાં તો અસલનું કયું અને પેલાએ પોતાનું ઘોચી ઘાલ્યું છે તે કયું એ જાણવું બિલકુલ અશક્ય થઇ પડે છે; અને તેથી તે પ્રતના સાચાપણા ઉપર કાંઇ ભરોસો રાખી શકાતો નથી તેથી જે પ્રતો ઉપરથી અને જે નિયમોને અનુસરીને અત્રે સારોદ્ધાર કરવામાં આવ્યો છે તેનો કંઈ ખુલાસો અહીંયાં આપવો વાજબી લાગે છે. જે છ પ્રતો પેદા કીધી હતી તેનું વર્ણન નીચે પ્રમાણે છે.

૧. જાદુકપટ પ્રકાશ કરનાર વ્યાસ ઇચ્છાશંકરની મારફતે મળેલી. એ પ્રત સુંદર બાળબોધમાં લખેલી અને ઘણીજ શુદ્ધ છે. કયા વર્ષમાં લખાએલી તે તેમાં જણાવ્યું નથી, પણ ઘણીજ જૂની હોય એમ લાગતું નથી. તે છતાં એ ઘણી વિશ્વાસ રાખવા લાયક માલમ પડી છે. એમાં ઉતારનારે ઉતાર્યું છે તે બધું ઘણું કરીને બરાબર સમજીને ઉતાર્યું છે. પિંગળના નિયમ પ્રમાણે તો નહિ. પણ શબ્દના સ્વરૂપ પ્રમાણે હ્રસ્વ દીર્ઘનો ભેદ પણ એમાં રાખ્યો છે. એ **અમદાવાદમાં** કોઈ અમદાવાદીનેજ હાથે લખાએલી છે. આ ગ્રંથની ટીકામાં જ્યાં "અ, ૧." એવું ચિન્હ કર્યું હોય ત્યાં એ પ્રત સમજવી.

---

*ઘણાનો એવો વિચાર છે કે કવીશ્વર દલપતરામે કાવ્યદોહનમાં એ પ્રમાણેજ કીધું છે. પણ એમણે મામેરાના સારોદ્ધારમાં તો એક કરતાં વધારે પ્રતની મદદ લીધી હોય એમ મને નિશ્ચય લાગે છે. પણ તેમાં પોતાની તરફનો કાંઇએ ફેરફાર નથી કીધો એમ હું છેક કહી શકતો નથી.

૨. ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીની, કવિ દલપતરામ પાસેથી મળેલી બાળબોધ અક્ષરે લખેલી છે. પણ હસ્તદોષ તથા બુદ્ધિદોષ એમાં કેટલાએક છે. એમાં પણ વરસ નથી આપ્યું. સોસાઇટીએ ઉતરાવી હોય એમ જણાય છે. એનું ચિન્હ "ब" ૨.

૩. ભાઇ મધુવચરામ પાસેથી મળેલી, એ સુરતમાં વાણીઆઇ અક્ષરે સંવત ૧૮૫૮ માં લખાએલી છે. ઉતારનારે સમજીને ઉતાર્યું છે, પણ તેનું ભાષાજ્ઞાન સાધારણ જણાય છે. હસ્તદોષ ઘણો નથી. એનું ચિન્હ "सु. १"

૪. ભાઈ મધુવચરામ પાસેથી મળેલી, એ સુરતમાં ગુજરાતી અક્ષરે સંવત ૧૮૮૧ માં લખાએલી છે. પેહેલાં ત્રણ કડવાં જતાં રહ્યાં છે. હસ્તદોષ ઘણો અને બુદ્ધિદોષ કેટલોએક છે, પણ તેમ કેટલીએક પ્રતમાં લખનારા પોતાની તરફથી કડી બેસતી કરવા સારૂ ફેરફાર કરી નાખે છે તેમ પણ કીધું નથી એનું ચિન્હ "सु. २."

૫. કાવ્યદોહનમાં કવિ દલપતરામે જે પાઠ આપ્યો છે તે. એનું ચિન્હ "द."

૬. અમદાવાદમાં લલુભાઇ અમીચંદના છાપખાનામાં છપાએલી એમાં કડવાં ને કડવાં ફેરવીને લખેલાં છે, અને બધી રીતની ભૂલથી ભરપૂર છે એનો ઉપયોગ બીજે પ્રતની સમંતિમાં મદદનીશ દાખલજ કીધો છે.

આ પ્રતો ઉપરથી કાવ્યનો પાઠ મુકરર કરતી તખતે કોઇ વેળા પણ આ શાસ્ત્રીય સિદ્ધાંત લક્ષમાંથી જવા દીધો નથી, કે સારોદ્ધાર કરવાનું કામ મૂળ ગ્રંથકાર શી રીતે લખી ગયો હશે, તે શોધી કહાડવાનું છે, અને તે શોધમાં ખરાં સાધનો ફક્ત જૂની પ્રતોજ છે એ સિદ્ધાંતને અનુસરીનેજ

૪૭૬૨



હમેશાં ચલાય એવા ઉદ્દેશથી નીચેના વિશેષ નિયમો અગાઉથીજ બાંધી મૂક્યા હતા.

૧. પોતાની તરફનો એકે અક્ષરે ન ઉમેરવો.

૨. ઘણું કરી ઘણી પ્રતમાં જે પાઠ હોય તે કબુલ કરવો.

૩. જ્યાં હસ્તદોષ અથવા બુદ્ધિદોષ ખુલ્લો માલમ પડે, ત્યાં તે દોષ સુધારી લેવો; અને પછી તે પ્રતની સંમતી કઇ તરફ આવે છે તે જોવું.

૪. શબ્દના સ્થાનમાંજ જો ફેર હોય, તો જેનું બંધારણ વધારે નિયમિત હોય તે પાઠ ખરો ગણવો.

૫. અમદાવાદની અને સુરતની પ્રત જ્યાં મળતી આવે ત્યાં ઘણું કરીને પાઠ ખરોજ છે એમ જાણવું; કેમકે તે બંનેનો એક સામાન્ક ભૂલ ભરેલી પ્રત ઉપરથી ઉતારો થયો હોય એ બહુજ અસંભવિત છે.

૬. જ્યાં, ત્યાં, જ્યારે, ત્યારે, જો, તો, વગેરે કેટલાએક શબ્દનો કવિએ અધ્યાહાર રાખ્યા છતાં ઉતારનારાઓ માંહે વધારી દેછે. તેથી એવા શબ્દને લીધે માપ જ્યાં વધી જતું હોય ત્યાં તે કહાડી નાંખવા.

૭. અર્થને ફેર પડતો હોય, તો બધી તરફનો વિચાર કરી એક પાઠ પસંદ કરવો; અને નોટમાં તે પસંદ કરવાનું કારણ તથા બીજા જેટલા પાઠ જૂદા હોય તે આપવા.

૮. વ્યાસવાળી અને કવિ દલપતરામની પ્રત ઘણી શુદ્ધ છે તેથી તેને વધારે વજન આપવું.

૯. વ્યાસવાળી ક. દલપતરામની પ્રતથી જૂદો પાઠ પસંદ કરવામાં આવે, તો તે બેમાં શો પાઠ છે અને તે શા માટે રદ કીધો તે જણાવવું.

૧૦ આ નિયમો જ્યાં એક બીજાની વિરૂદ્ધ આવે ત્યાં પોતાનો વિવેક વાપરવો. અને નીચે તે વિષે ખુલાસો કરવો.

વિરામ ચિન્હ મૂકવામાં અસાધારણ સંભાળ લીધી છે જે ગૃહસ્થોએ સામેરાની પ્રતો ઉપર કહ્યાં પ્રમાણે મેળવી આપી છે તેમનો ઉપકાર માનતા ઘણી ખુશી પેદા થાય છે.

નવલરામ લક્ષ્મીરામ.

---

# कविचरित्र.

ગૂજરાતી ભાષાનો સર્વોત્તમ કવિ **પ્રેમાનંદ** છે, અને જે સૈકામાં એ થઇ ગયો તે ગૂજરાતના વિદ્યાપ્રકરણમાં સર્વોત્તમ સમય હતો. આપણા બધા મોટા કવિઓ ઘણું કરીને એજ સૈકામાં થઇ ગયા છે. આણી તરફ **શામળભટ** વાર્તારૂપે **પોતાના** સમયના સંસારચિત્ર આપવાનો સંપ્રદાય પેહેલ વેહલો પ્રાકૃત ભાષાઓમાં દાખલ કરતો હતો, તો પેલી તરફ **અખોભગત**, લોકોના મનને સોના સરખા વાહાલા જે પરાપૂર્વના વહેમ, તેને હથોડો લેઇને તોડવા મંડી ગયો હતો, **વલ્લભ** પોતાના મર્દાની સૂરથી તાળી પાડીને વીરરસને લાયકની ભાષા બહુચરાજીની ભક્તિમાં ગજવી રહ્યો હતો, તે વખત **ખેડાનું** એક નાનું * રત્ન કોમળ શૃંગારના ઝળકારા મારી રહ્યું હતું. એ પાંચે કવિઓ **વિક્રમના** અરાઢમા સૈકામાં થઈ ગયા છે.

**પ્રેમાનંદ** કવિ **વડોદરા** શેહેરમાં જન્મ્યો હતો. જ્ઞાતે ચોવીશો બ્રાહ્મણ હતો. નાનપણમાં તે મુર્ખ હતો અને કોઇ સાધુના વરદાનથી કવિ થયો એમ કહેવાય છે. તેની સાથે એમ પણ કહેવાય છે, કે તે સારો ન્યાય શાસ્ત્રી હતો, અને એકવાર સભા જીત્યો હતો. એના ગ્રંથો ઉપરથી એટલું તો જણાય છે કાવ્યો વાંચીને તેનો રસ પોતાના ચિત્તમાં ઠસવવા જેટલું તો એનામાં સંસ્કૃત જ્ઞાન હતું; અને કાવ્ય શાસ્ત્રના કેટલાએક સંકેતિક શબ્દો એણે પોતાના લખાણમાં

વાપર્યા છે તે ઉપરથી તેણે તેનો થોડો ઘણો પણ અભ્યાસ કરેલો એ વાત સિદ્ધ થાય છે. પોતાની કવિતા વાંચીને એ પોતાનો ગુજારો ચલાવતો હતો, તેતો એના ગ્રંથ ઉપરથીજ જણાય છે પણ પુરાણીનું કામ કરતો હતો કે નહિ તેનો કાંઇ નિશ્ચય થઇ શકતો નથી. એમ કહેવાય છે તો ખરૂં કે એક વખત સંસ્કૃત કથા વાંચતાં એને બહુજ થોડું મળ્યુ તે ઉપરથી ચીડીડવાઇને તેનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું, લોકો આગળ વાંચ્યું, અને એકદમ સારી રકમ કમાયો આ વાત કોઇ રીતે અસંભવિત દીસતી નથી.

જેમ શામળને રખીદાસનો તેમ પ્રેમાનંદને મોટો આશરો નંદદરબારના રાજાનો હતો એમ ધારી શકાય છે. એણે પોતાના ઉદ્યોગથી સારા પૈસા મેળવ્યા હતા. અને હાલ એના વંશજો જે હવેલીમાં રહે છે તેની કીંમત આઠ દસ હજાર રૂપીઆની ગણાય છે.

એ કવિ નેવું એક વરસની મોટી ઉમરે મરણ પામ્યો. એ ડાહ્યો, માયાળુ, હરેલ આનંદી, ધર્મ ઉપર શ્રદ્ધાવાળો, અને નિવૃત્ત સ્વભાવનો હતો. એ સંસારમાં સીધે માર્ગે ચાલી *કવિતારસમાં નિમગ્ન રહેનારો હતો.

એણે ગૂજરાતી ભાષામાં ઘણાં પુસ્તક રચ્યાં છે. તેમાંના

---

*પ્રેમાનંદનાજ વખતમાં વડોદરામાં ગાયકવાડનું રાજ થયું અને તેની એક બે પેઢી એના જોવામાં એ આવેલી પણ જેમ તુકારામ મરાઠાનો ઉદયકાળ થયો છતાં દેશાભિમાનનો એક પણ શબ્દ પોતાના અભંગમાં ઉચરતો નથી, તેમ પ્રેમાનંદે પણ આ રાજની ઉથલપાથલમાં કાંઇએ કાવ્ય રચી દીઠો હોય એમ એના ગ્રંથ ઉપરથી જણાતું નથી.

ઘણાખરાનો આધાર સંસ્કૃત ગ્રંથો ઉપરથી લીધો છે, કોઇ-માં થોડો અને કોઇમાં ઘણો ફેરફાર કીધો છે, પણ એકે કાવ્ય સંસ્કૃતનું કેવળ ભાષાંતરજ છે એમ કહી શકાય એવું નથી નરસિંહ મહેતા સંબંધી જે ગ્રંથો છે તે બિલકુલ સંસ્કૃત આધાર વિનાના છે. જનવાર્તાનો તો બેશક એમાં ઉપયોગ કીધેલોજ, કેમકે નહિતો તે લોકોમાં મનાયજ નહિ. પણ નરસિંહ મેહેતા સંબંધી પ્રથમ જનવાર્તા કેટલી હતી, અને પ્રેમાનંદ કવિએ તેમાં કેટલો વધારો કીધો તે હવે જાણવું અશક્ય છે.

પ્રેમાનંદ કવિના સઘળાં કાવ્ય હજી છપાયા નથી, અને તે બધાં મળીને કેટલાં થાય છે તેની સંખ્યા પણ હજુ મુક-રર થઇ નથી. મારા જાણવા પ્રમાણે મેં એના ગ્રંથોની સંપૂર્ણ ટીપ નીચે આપી છે. જે મારા જોવામાં આવ્યા નથી અને જે છે કે નહિ તેને વિષે મને શક છે, તેના ઉપર નીશાની કીધી છે.

| | |
|---|---|
| ૧. દશમસ્કંધ ભાગવત. | ૧૩. નરસિંહ મેહેતાનું મામેરૂં |
| ૨. નળાખ્યાન. | ૧૪. નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ. |
| ૩. ઓખાહરણ. | |
| ૪. મૃદાલસા આખ્યાન. | ૧૫. નરસિંહ મેહેતાની હુંડી. |
| ૫. સુદામા ચરિત્ર. | ૧૬. હારમાળા. * |
| ૬. રણયજ્ઞ. | ૧૭. ડાંગવ આખ્યાન. * |
| ૭. દાણલીલા. | ૧૮. સંપૂર્ણ ભાગવત. * |
| ૮. અભિમન્યુ આખ્યાન. | ૧૯. રામાયણ. * |
| ૯. વામન ચરિત્ર. | ૨૦. મહાભારત. |
| ૧૦. પ્રહલાદ આખ્યાન. | ૨૧. રેવા આખ્યાન. * |
| ૧૦. સુધન્વા આખ્યાન. | ૨૨. અશ્વમેધ. * |
| ૧૨. વિવેક વણઝારો. | ૨૩. વલ્લભ ઝગડો. * |

પ્રેમાનંદની કવિત્વ શક્તિ અસાધારણ હતી. એ જે વિષય ઉપર લખે છે તેનું આબેહુબ ચિત્ર વાંચનારની નજર આગળ ઉભું કરવામાં એ કદી ચુકતો નથી. રસની બાબતમાં કોઈ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાકયું તીર મારનારો તો પ્રેમાનંદજ. એ ધારે છે ત્યારે રડાવે છે, ધારે છે ત્યારે હસાવે છે, અને ધારે છે ત્યારે શાંત રસના ઘરમાં આપણને લઇ જઇને બેસાડે છે. એની વધારે મોટી ખુબી એ છે, કે એને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી, અને તે એવી સ્વભાવિક રીતે કરે છે કે લેશ માત્ર પણ રસ ભંગ થતો નથી, આવી રીતે એ કાવ્યસિદ્ધિ કરે છે તેનું મુખ્ય કારણ એ છે કે એને જનસ્વભાવનું બહુજ ઉંડું જ્ઞાન છે. એના સઘળાં પાત્ર સંપૂર્ણ યથાયોગ્ય તો નથી, પણ હજી લગી એના જેવી પાત્રતા જાળવી શકે એવો કોઇ ગુજરાતી કવિ થયો યથી. ગ્રંથસંકળના પણ એની સર્વોપરી છે. કયાં કેટલો અને કેવો રસ મૂકવો એ પ્રેમાનંદ બરાબર સમજતો હતો. એણે ગ્રંથસંકળનામાં કદાપિ નાના પ્રકારની પાત્રતા અને પોતાની તરફનાજ ઘણાં નવા ચિત્રો દાખલ કીધાં નથી. તો પણ જે એની સંકળનામાં આવ્યું તે યથાયોગ્ય લખી શકયો છે. એની ભાષા શુદ્ધ, પ્રૌઢ, શૈલી સીધી અને સંક્ષિપ્ત; અને પદબંધન સરળ, ઘટ તથા કોમળ છે.

આ બધા ગુણોને લીધે એ કવિ ઘણોજ જનપ્રિય છે. એનાં ઘણા ખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતમાં પૂજાય છે એમ કહીએ તો પણ ચાલે. હજારોને સુદામાચરિત્ર શનિવારે, અને હુંડી રવિવારે ગાઇ જવાનો નિયમજ છે. ગામે ગામ ચૈત્ર માસમાં એનું ઓખાહરણ તો ઉછળીજ રહે છે. જુવાન કે વૃદ્ધના અંતઃકરણ વિહવળ કરી નાંખે છે, અને વ્યાસની એકાવ્યથી રોજી ચાલે છે. શ્રાદ્ધનાં દહાડામાં જ્યાં ત્યાં

નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે, અને લોકો આખી રાત આનંદમાં અને નાગરો ઉપર ફિટકાર પાડવામાં કહાડે છે. સુરત, જ્યાંના લોકોએ એ કવિનો રસ વિશેષ ઝીલ્યો હોય એમ માલમ પડે છે, ત્યાં દરેક સ્ત્રીના શ્રીમંત સમયે સાસરે ને પિયર મોસાળું ગવડાવવું એતો એક આચારનોજ ભાગ થઇ પડયો છે. ચોમાસાના દાહડામાં ત્યાં એક પણ ગામડું એવું નહિ માલમ પડે, કે જ્યાં પ્રેમાનંદ કૃત દશમસ્કંધ વંચાતો નહિ હોય. ત્યાં ભાગવત વાંચે ભણ્યું સાર્થક થયું એમ ગણાય છે. ધન્ય છે પ્રેમાનંદને કે જેનાં કાવ્ય સમુદ્રમાં પર્વેપર્વ સ્નાન કરવાને આટલા બધા જીવ ધાઇને આવે છે; અને શુદ્ધ કોમળ, તથા ભકિતમાન થઇને સંસારમાં પાછા વળે છે.

---

## મામેરૂં.

મામેરૂં એ ભકિતમાર્ગનું કાવ્ય છે. એનો ઉદ્દેશ નરસિંહ મેહેતાનો દૃઢ વિશ્વાસ અને ભગવાનનું ભકતાધીનપણું દર્શાવવાનો છે. કાવ્યવસ્તુ ઘણી નાની છે. મેહેતાજીની પુત્રી કુંવરબાઈનું અધરણી આવ્યું તે વેળા આ દેશની રીત પ્રમાણે મામેરૂં તો કરવું જોઇએ, અને મેહેતાજી પાસે તો ફુટી બદામ પણ સંઘરામાં કયાંથી હોય? એ સમયે ભગવાન વાણીઆને રૂપે ભર સભામાં આવી મોસાળું કરી ગયા અને ભક્તની લાજ રાખી. જનવાર્તામાંથી આટલો પાયો લઇને તે ઉપર પ્રેમાનંદ કવિએ આ રસિક કાવ્ય રચ્યું છે.

ભકતચરિત્ર ઘણું કરીને નીરસ, અને કવિતાના શોખીને કંટાળા ભરેલું લાગે છે. પણ પ્રેમાનંદના પ્રતાપે આ વિષય કેટલોજ સરસ અને મનોહર થઇ રહ્યા છે. એ કથામાં એક રસબીજ રહેલું છે તે આ કવીશ્વરની દૃષ્ટિએ પડયું,

અને તેનું સિંચન કરી એણે તુરત એક સુંદર વૃક્ષ બનાવી દીધું. જગત ભગતની રીત એક બીજાથી કેવલ ઉલટી છે; અને એ ઉલટાપણુંજ કુશળ કવિના હાથમાં એક નવિન રસનું સાધન છે. જો મામેરાનું આ છેડાથી પેલા છેડા સુધી આપણે બારીક વિવેચન કરીશું, તો આપણને માલમ પડશે, કે આ ઉલટાપણાનેજ મ્હલાવી મ્હલાવીને પ્રેમાનંદે આ કાવ્યમાં પ્રેમાનંદ વરસાવી મૂકયો છે. ગ્રંથની સઘળી સંકળનાનું લક્ષ આ બીજને પ્રફુલ્લિત કરવા તરફ છે.

એ કાવ્યનો નાયક નરસિંહ મેહેતા છે. એની પાત્રતા એવી સંપૂર્ણ રીતે ચીતરી છે કે એ ભકતરાજની નખશિખ મૂર્તિ કાવ્યમાં બંધાય છે. કુંવરબાઇનું રાંકડાપણું તેની માત્ર રૂપરેષાજ પાડી છે તેમાંથી પણ જણાઇ આવે છે. બીજાં જે એમાં ચાર પાંચ ગુણચિત્ર છે તે વિશેષ નથી. પણ અમુક વર્ગના છે. શ્રીરંગ મેહેતો, જે કે ઘર સંસારી કામમાં બીનો દોરાયો દોરાય છે, તે હિંદુ કુટુંબ અને વિશેષે કરીને નાગર કુટુંબના ઉપરીનો ખરેખરો નમુનો છે, કુંવરબાઇની વડસાસુ તે ખરેખરી વડસાસુજ છે. સાસરામાં વહુને સાસુનણંદ શી રીતે હમેશાં મેહેણાં ટોહાં માર્યા કરે છે તેનું આમાં બરાબર ચિત્ર આપ્યું છે. નાગરી ન્યાતે ગમે તેવી સાસુ હોય પણ તે વહુને માનથી બોલાવે છે એ વાત પણ આ ચતુર કવિના ધ્યાનમાંથી જતી રહી હોય એમ જણાતું નથી. નાગરીઓની વાગ્વિદગ્ધતા અને નાગરોનો મજાકી સ્વભાવ આ કાવ્યમાં બરાબર વર્ણવ્યો છે.

કવિએ આ કાવ્ય ઘણા ઉમંગથી લખ્યું હોય એમ જણાય છે. એમાં સઘળે ઠેકાણે આનંદ ઉછળી રહ્યો છે, એની કવિની કલમના ઉછાળા પ્રત્યક્ષ માલમ પડે છે; એની કલમ ઘણીજ ઉતાવળથી ચાલી જાય છે: ડગલે ડગલે કા-

ર્યપ્રકાશ થતો જાય છે; કોઇ ઠેકાણે તે નકામું ટાહેલું કરવાને અટકતી નથી; જ્યાં જેટલું ને જેવું જોઇએ, ત્યાં તેટલું ને તેવુંજ ચીતરે છે; રસપ્રદેશ આવે છે ત્યાં ઉતરી પડીને યથેચ્છ રમણ કરે છે; પછી તુરતજ ત્યાંથી ઉઠી પાછો પોતાનો માર્ગ પકડે છે; અને એ રીતે ઘણાજ થોડા વખતમાં પોતાનું સઘળું કાર્ય પૂરું કરે છે. ખરે દીર્ઘસૂત્રતા જે ગુજરાતી કવિઓનો એક સાધારણ દોષ છે તે આ કાવ્યમાં બિલકુલ નથી.

કાર્યપ્રકાશ આટલી ઉતાવળથી થવાને લીધે સઘળી કથા વાંચનારની આગળ આવીને મૂર્તિમાન ઉભી રહે છે. આપણે વાંચતા નથી પણ જાણે જોઇએ છઇએ એમ થાય છે, અને એક દેખાવની ઉપર બીજો દેખાવ ઝપાટા બંધ આવતો જાય છે તેથી એ કાવ્યના અંત સુધી આપણે એકચિત્ત થઇ રહીએ છઇએ. આ કાવ્યનો ઘણો ભાગ દેખાવથીજ ભરેલો છે. એમનાં કેટલાએક કેવળ હાસ્યરસના અને કેટલાંએક લાલિત્યના છે જો કોઇ યૂરોપના જેવો ચિતારો હોય તો એ ઉપરથી ઘણા સરસ ચિત્ર કહાડી શકે; નરસિંહ મેહેતાની વેહેમનું વર્ણન, બધી ન્યાત ભરાએલી છે ત્યાં નરસિંહ મેહેતા દશ વીશ વેરાગીઓની સાથે થાળ ગાવા મંડી જાય છે તે, પેહેરામણીની વખતે વડસાસુ રિસાઇ જાય છે અને તેને ખીરોદક આપી મનાવી લાવે છે તે, વગેરે કેટલાએક તો એવાં હસામણાં ચિત્ર થાય છે કે જોતાં વારનેજ ખડખડ હસવું આવે, મોસાળાની વખતે ભેગી થએલી સ્ત્રીઓનું જે વર્ણન આપ્યું છે તે એક ખરેખરું લાલિત્યનું આનંદમય ચિત્ર છે. એ વર્ગના એવાં સરસ ચિત્ર ગુજરાતી કવિતામાંથી થોડાંજ મળી આવશે.

એમાં હાસ્ય, શાંત, કરુણા, અને અદ્ભુત એ રસ અ-

નુક્રમે ઓછા વત્તા આવેલા છે. ઘણો ભાગ હાસ્ય અથવા મસ્ત આનંદનો છે. નરસિંહ મેહેતાને એક રીતે કવિએ ખૂબજ બનાવ્યા છે તોપણ એની યુક્તિ એવી છે, કે એ ભક્તનું માન કોઇ રીતે પણ આપણા વિચારમાં ઓછું થતું નથી. નરસિંહ મેહેતાનું મન સદા શાંત રસનું અવલંબન છે. અદ્ભુત વર્ણન કેટલુંએક છે પણ આસપાસના આનંદમાં તે દબાઇ જાય છે. કરૂણા રસ થોડોજ છે, પણ ત્યાં બહુજ સરસ છે, તે છતાં કાવ્યનું સાધારણ અંગ આનંદનુંજ છે; અને સીમંતના હર્ષના દિવસમાં એને ગાવાનો જે સંપ્રદાય પડયો છે તે ખરેખર એક ઉંચી રસિકતાનુંજ ચિન્હ છે.

વ્યાસ લોકોનો ચવળતો હાથ મા'મેરાના થોડાએક ભાગ ઉપર પડયો છે ખરો. જ્યાં મારો શક ગયો ત્યાં 'નોટ' માં મેં તેમ જણાવ્યું છે, પણ જ્યાં લગી બહુજ જૂની પ્રત હાથ લાગે અને તે ઉપરથી ક્ષેપક ભાગ સિદ્ધ થાય ત્યાં લગી તેને ગ્રંથમાં કાયમ રાખવો એજ વાજબી રસ્તો છે.

લી૦

નવલરામ લક્ષ્મીરામ.

---

# મામેરૂં

કડવું ૧ લું *રાગ કેદારો.

મંગળાચરણ.

શ્રી ગુરૂ, ગણપતિ, શારદા ॥ સમરૂં સુખદાઇ સર્વદા;
મનમુદા કહું મા'મેરૂં મે'તાતણું રે.

ઢાળ.

મા'મેરૂં મેહેતાતણું ॥ પદબંધ કરવા આશ.
નરસિંહ મેહેતો ભક્ત બ્રાહ્મણ ॥ જુનાગઢમાં વાસ.

ભક્તિનો ઉદય.

ભાભિયે એક વચન કહ્યું, ॥ મેહેતાને લાગી દાઝ;
પરિત્યાગ કીધો ઘરતણો, મેહેતો ગયો વનવાસ. ૮
એક દેહેરૂં દીઠું વન વિષે, ॥ અપૂજ્ય શિવનું લિંગ;
નરસિંય જઇ પૂજા કીધી ॥ અંતર માંહિ ઉમંગ.

*રાગના નામમાં ઘણું કરીને બધી પ્રતો ઠેકાણે ઠેકાણે જૂદી પડે છે એમાં તો ઘણા કહે તે ખરૂં.

૧. અ. ૨. માં તો મંગળાચરણ છેજ નહિ. અ. ૧='શ્રી ગુરૂને હું નમું" સદા આપે છે.

૨. द 'હું સમરૂં સુખે સર્વદા' ને અ. ૧. 'જે સમરે સુખ દે સર્વદા આપે છે.

૮. द. 'મેહેતો વન ગયા તપ કાજ.' એમ કોઈ પ્રતમાં નથી, ને પ્રાસ મળે છે, પણ તાળખરેખરો તૂટે છે.

૧૦. સુ. ૧. ને અ. ૧ માં 'નરસિંહ મેહેતે પૂજા કીધી' છે પણ અ. ૨. નો પાઠ સરસ જાણી પસંદ કીધો છે. द. 'નરસિયે તેની પૂજા કીધી' આપે છે, પણ એમ કોઇ પ્રતમાં નથી.

## શિવજી તુષ્ટમાન થાય છે.

ઉપવાસ સાત મેહેતે કર્યા, ॥ તવ રીઝયા શ્રીમહાદેવ-
કમળનીપેરે લિંગ વિકાસ્યું ॥ પ્રભુ પ્રગટયા તતખેવ !૧૨
કર્પૂર ગૌરખરૂપ શોભા, ॥ ધર્યા ઉમયા પાસ,
રાજે જટામાં જાન્હવી, ॥ નિલવટ ચંદ્રપ્રકાશ,--૧૪
છે રૂંઢમાળા સર્પભુષણ, ॥ વાઘાંબર ગજચર્મ,
વાજે ડાક ડમરૂં શંખ શૃંગો-મેહેતે દિઠા શ્રીપરિબ્રહ્મ.૧૬
તવ નરસિંયો જઇ પાય, લાગ્યો; ॥ મુકયો મસ્તકહાથ;
"કાઇ માગ માગ કૃપાળ છું" ॥ એમ વદે ઉમયાનાથ.

## મેહેતાજી વિષ્ણુનું દર્શન માગે છે.

મે'તો કહે, "મહાદેવજી ! ॥ એક માગું છું, સ્વામિન!

૧૧. अ. ૧. 'ઉપવાસ મેહેતે સાત :કીધા, રીઝયા શ્રી મહાદેવ.' એ વધારે નિયમિત છે, પણ ઉપલા પાઠની દોડરસને અનુકુળ છે.

૧૨. द. ને सु. ૧. 'વિકાસ્યું' ને ઠેકાણે 'પ્રકાસ્યું' આપે છે, પણ એ બેશક કોઇનો હસ્તદોષજ છે.

૧૩-૧૪. બધી પ્રતોમાંથી કકડો કકડો લઇને આ કડી ઉભી કીધી છે. सु. ૧. માંતો એને નીચલી કડી છેજ નહિ.

૧૫. अ. ૨. 'સર્પકાળા.' 'ગજચર્મ' માંથી પ્રતોના આધાર વિના 'ગજ' શબ્દ શામાટે द. એ કહાડી નાંખ્યો છે તે સમજાતું નથી ગજચર્મ તો પુરાણ મતે શિવ કદી પણ શરીરથી આઘુંજ કરતા નથી.

તમારૂં દર્શન પામિયો ! ॥ હવે વિષ્ણુનું દર્શન ! ૨૦
'ધન્ય ધન્ય સાધુ !' 'શિવ કહે' ॥ 'તુને મુક્તિની છે આશા!'
અખંડ વૃજમાં ગયા તેડી જ્યાં, ॥ હરિ રમે છે રાસ.

વળણ.

રાસ ક્રીડા હરિ રમે! ॥ લીલા શું વિખાણે કવિ.
નરસિંયો કૃતારથ થયો, તે કૃપા શ્રીહરની હવી ! ૨૫

## કડવું ૨ જું રાગ ધનાશ્રી.

મેહેતાજીને કૃષ્ણના દર્શન કરાવે છે.

અદ્ભુત લીલા રાસ વિરાજેજી !
ગોપી ગાય વાજાં વાજેજી:
દર્શન કીધે ભવ દુઃખ ભાજેજી !
મહા સુખ દીધું શિવ મહારાજેજી !

ઢાળ.

મહારાજ શ્રી મહાદેવજીયે । ગ્રહયો મહેતાનો હાથ,
સદા શિવને જોઇને ॥ સામા આવ્યા વૈકુંઠનાથ.

૨૦. વ. 'મુક્તિ' ને ઠામ 'ભક્તિ' લખે છે, અને એ અર્થ ઠીક છે, પણ કોઇ પ્રતમાં એમ નથી, અને વૈષ્ણવ મતે શિવથી મુક્તિ આપી શકાતી નથી એ પણ યાદ રાખવું.

૨૩. વ. 'શું' ને ઠેકાણે 'શી' આપે છે. પણ કોઈ પ્રતમાં એમ નથી,ને વ્યાકરણપ્રમાણે પણ એજ ખરૂં છે. વિશેષણ હોય છે ત્યારે જાતિ લાગે છે, અને ક્રિયાવિશેષણ અવ્યય હોય ત્યારે એને લાગતી નથી.

હરિહર હરખે મળ્યા; । ગોપી લાગ્યા શિવને પાય;
નરસિંયો નમિયો નાથને. । તવ પૂછે ગોકુળરાય. ૩૨
'કહો, સદાશિવ, આ કોણ છે, । તમે દેખાડયો આ ઠામ?'
મહાદેવ કહે, 'એ દાસ તમારો । વિપ્ર નરસિંહ નામ.
ભક્તિ ઇચ્છે તમારી, કીર્તન કરે ગુણ ગાય.
કરુણા કરો શ્રી કૃષ્ણજી.' તવ બોલ્યા વૈકુંઠરાય, ૩૬
હાથ ગ્રહી તમે તેડી લાવ્યા, । સદાશિવ ભગવાન !
એ નરસિંયો મેં ભક્ત કીધો । ઉધ્ધવ વિદુર સમાન.।

## મહેતાજીનો અનુગ્રહ.

મસ્તક ઉપર હાથ મૂકયો । પોતે શ્રી ગોપાળ,
'દુઃખ વેળા સંભારજે, । ધાઇ આવિશ ત્યાં તત્કાળ. ૪૦
કીર્તન ભકિત કરે મારી, તરિશ ભવસંસાર.
આ જુએ તેવી લીલા ગાજે, । કેવળ રસ શ્રૃંગાર.
રાસમંડળ તણી રચના । દેખાડી તેણી વાર !

૩૧. द, ને, सु, ૧. 'નમિ ગોપિ શિવને પાય'
૩૨. द, अ ૧. ને, सु. ' ગોકુલ રાય ' ને ઠેકાણે વૈકુંઠ રાય.
૩૫. ૩૬. द સિવાય બધામાં એ કડી છે.
૩૯. अ. ૨. સિવાય બધામાં ' કહે શ્રીગોપાળ ' છે, પણ મને 'પોતે શ્રી ગોપાળ' વધારે રસ ભર્યું લાગે છે, અને નીચે અલંકાર આવે છે તે ન સમજાયાથી ઉતારનારાઓ બધે એવો ફેરફાર કરવાને લલચાયા હશે.
૪૨. अ. માં ' કેવળ રસ ભંડાર ' છે.

નરસિંહ મેહેતા પ્રત્યે બોલ્યા ॥ સ્વામિ શ્રીત્રિપુરાર–૪૪
"રખે લોકાચારનો ભય ગણે; । મસ્તક્ક સાટે મુક્તિ !
રાધાકૃષ્ણનો રાસ ગાજે । જુએ તેવી જુકિત !"

મેહેતાજી કૃતાર્થ થઇ જુનાગઢમાં પાછા આવે છે.

અંતર્ધ્યાન પામ્યા કહી એવું । ભોળા શંકરરાય;
મુહૂર્ત માત્રમાં મેહેતાને મૂકયા । જુના તે ગઢમાંય. ૪૮
થઇનરસિંયાની નિર્મળ વાણી ! । કવિ શક્તિ ભક્તિ અપાર
રાધાકૃષ્ણસું રંગ લાગ્યો ! । ગણે તૃણવત સંસાર !
તાલ વા'તા, ગીત ગાતા, । પધાર્યા પુરમાંય;
નરસિંહ મેહેતો જઇ નમ્યા । નિજ ભાભિ કેરે પાય. ૫૨
"તું ગોરાણી મેં પ્રમાણી, । હુંને કહ્યું કઠણ વચન !
હરિહર મુજને મળ્યા તે । ભાભી તારું પુન્ય !

વળાણુ.

પુન્ય તારું, માતા મારી, જે । મળ્યાશ્રીપરિબ્રહ્મરે !"
છે સાધ્વિ સ્ત્રી મેહેતાજીની । પછી માંડયો ગૃહસ્થાશ્રમરે. ૫૬

કડવું ત્રીજું રાગ ગોડી.

મેહતાજીનો ગૃહસ્થાશ્રમ.

મે'તે માંડયો ગૃહસ્થાશ્રમ, । પતિવ્રતા ઘેર નારિ પરમ.

૪૭. ૪૮. બધામાં પાઠ ફેર છે, પણ અર્થ એકજ છે.
૫૭. द. ने सु. ૧. 'ગૃહસ્થા ધમ' આપે છે.
૫૮. अ. ૧ પતિવ્રતા છે ઘેર સ્ત્રી જંન.

દામોદરની સેવા કરે; । મુદ્રા, તિલક, ને માળા ધરે; ૬૦
સાધુ વૈરાગી વૈષ્ણવ સંગ:। શંખ, તાલ, ને વાજે ચંગ;
ચોકમાંહી તુળસીના વંન; । અહર્નિશ થાયે કિર્તન; ૬૪
નહિ ખેતી ઉદ્યમ વેપાર, । એક ભકિત તણો આધાર;
જે આવે તે વૈંષ્ણવ જમે,। હરિગુણગાય, ને દિન નિગંમે; ૬૮
વિશ્વંભર પુરૂં પાડે અંન, । વિશ્વાશ ઘણો મેહેતાને મંન;
બે સંતાન આપ્યાં ગોપાળ—એક પુત્રીને બીજો બાળ. ૭૨
સામળદાસ કુંવરનું નામ, । પરણાવ્યો તે રૂડે ઠામ.
કુંવરબાઇ નામે દીકરી, । પરણાવ્યાં રૂડાં વિવાહ કરી. ૭૬
પામ્યાં મરણ પત્નીને પુત્ર ! । મેહેતાનું ભાગ્યું ઘરસૂત્ર !

૬૧. क. ને अ. ૧. 'સાધુ વૈરાગી વૈષ્ણવજંન.' મેહેતાના રીતભાતનું વર્ણન કરતી વખતે આવાનો સંગ કરતો હતો એ કહેવું વધારે સ્વભાવિક છે.

૬૬. द.' હરિભગત મેહેતો તદાકાર' सु. ૧. 'હરિભગત મેહેતો સદા વિશાલ.' अ. ૧. માંતો અર્થ વગરનુંજ ચરણ છે.

૬૮. બીજી ત્રણ પ્રતોમાં 'ગુણ ગાઇ દાહા નિગંમે' છે, પણ सु. ૧. નો ઉપલો પાઠ વધારે અર્થ ભર્યો છે.

૭૨. सु. ૧. 'એકજ કુંવરી ને એકજ બાળ.'

૭૪. द, 'રૂડે' ને ઠેકાણે મોટે.

પતિવ્રતા વહુ વિધવા થઇ ! । કુંવરબાઇ તે કુશળ રહી ૮૦
સ્ત્રી સુત મરતાં રોયાં લોક, । મે'તાને તલમાત્ર ન શોક.
'ભલું થયું ભાગી જંજાળ !। સુખે ભજશું શ્રીગોપાળ' ૮૪

## કુંવરબાઇની સાસરી.

કુંવરબાઈ પછે મોટી થઇ, । આણું આવ્યું ને સાસરે ગઇ.
સસરો શ્રીરંગ મેહેતો નામ,।મોટું ઘર કહાવે ભાગ્યવાન.૮૮
છે સાસરિયાને ધન અભિમાન, । ન દે કુંવર વહુને બહુ માન.
કુંવરબાઇને દુર્બળ ગણે; । નણંદ જેઠાણી વાંકું ભણે; ૯૨
'આવો, વૈષ્ણવની દીકરી, । સાસરવેલ સઉ પાવન કરી!'

૮૦. द. 'સુંરસેના પછે એકલી રહી' अ. ૧. 'સુરસેના તે કુશળી રહી.' अ. ૨. માં એ બે લીટીઓ છેજ નહિ. બધી પ્રતોમાં આગળ કુંવરબાઇની જગોએ કોઇ કોઇવખત સુરસેના લખી છે. તેથી છેલ્લી બેપ્રતોની સંમતિ ઉપર આપેલા પાઠમાં છે એમ ગણ્યું છે અને એ અર્થ પણ વધારે સારો છે.

૮૫. આજ ઠેકણે અમદાવાદની બંને પ્રતમાં 'સુરસેના' છે.

૮૮. द. 'મોટું ઘર કહાવે બહુ દામ' કોઇ કોઇ પ્રતમાં એમ નથી. અને પ્રાસ મેળવવા સારૂજ ફેરફાર કીધેલો જણાય છે.

૯૦ द. 'ધનનું તે અતિ કરેરે ગુમાન' એમ કડીમાં અભિમાનને ગુમાન એક અર્થના શબ્દ આવે છે, અને વળી એ ફારસી શબ્દ છે. सु. ૧. ' વચન આ મળે બોલે વાણુ ' એમાં પણ પુનરૂક્તિ દોષ છે अ. ૨. 'સાસુ વાત ન ધરે કાન' એમાં કાંઈ દમ નથી.

૯૪ द, ' સાસરિયાં સૌ પાવન કરી ' એને નથી આધાર કે નથી અન્વય. કોઇ એક પ્રતમાં વેલની જગા વેડ લખ્યું છે તે ન બેઠેલું.

કરે ચેષ્ટા સાસૂ ગર્વે ભરી; કુંવરબાઇ નવ બોલે ફરી. ૯૬
છે લઘુ વેષે નાનો ભરથાર, । કાંઇ પ્રિછે ન વિવેક વિચાર.

## કુંવરબાઇને સીમંત આવ્યું.

કુંવરબાઇને આવ્યું સીમંત; । સાદરવાત ન પૂછે કંથ.૧૦૦
સ્વરૂપ દેખી વહુવરતણું । સાસરિયાં સૌ હરખે ઘણું.
'નરસિંહ મેહેતો છે હરિનો દાસ,ભૂકો મોશાળાની આશ૧૦૪
વહુને ઓરા રચો વીતે ખરો, કાંઇક મોસાળું ઘરથી કરો.
છે દુબળની દિકરી રાંકડી !। રીત કરી બાંધો રાખડી !' ૧૦૮

## કુંવરબાઈની ચિંતા.

ન કહાવ્યું પિયર કોને નવ કહ્યું,। પંચમાસી તો એળે ગયું;
રહ્યા સીમંતના થોડા દિન;। થઇ કુંવરબાઇને ચિંતા મંન૧૧૨
ઓશિયાળિ દીસે દામણી, । વહુવર આવી સાસુ ભણી.
બોલી અબળા નામી શીશ, । બાઇજી રખે કરતાં રીશ ૧૧૬
આપણો ગોર પંડયો ખોખલો, ॥ જુનાગઢ સૂધી મોકલો.
લખી મોકલો કંકોતરી,' તવ સાસૂ બોલી ગર્વે ભરી. ૧૨૦

૯૫ દ. 'ચેષ્ટા કરે &c.' કડીની પેહેલા તાલ રહિત શબ્દ આવે છે ત્યારે ઘણી વખત એવો ફેરફાર એમણે કીધો છે. પણ એ કાંઇ પિંગળદોષ નથી. એવી લીટીઓ પોતાને પણ કેટલેક ઠેકાણે દાખલ કરવી પડે છે.

૧૦૦ સ. ૧. ' સાધર વાત પૂછે છે કંથ ' અ. ૨. ' સાસૂ વાત ન ધરે ચંત. ' છેલ્લો પાઠ તો ખોટોજ છે.

૧૦૮ સુ. ૨. બીજી પ્રતોમાં 'રીત' ને ઠેકાણે આચાર છે.

### સાસુનું મેહેણું.

"વહુવર, શું તુંને ઘેલું લાગ્યું ! ।। મા મુઈ ત્યારે મહિયરભાગ્યું !
તાળ વજાડેને ગાતો ફરે, ।। નાચી ખુંદીને ઉદર ભરે, ૧૨૪
દારિદ્ર ઘરમાં ફેરા ફરે, ।। તે મોસાળું કયાંથી કરે?
જે સગાંથી અર્થ ન સરે, ।। તેને શું થાય નોતરે? ૧૨૮
મે'તાને વા'લું હરિનું નામ! ।। જોવા મળશે આખું ગામ?
તમને ડાસો મળ્યાનું હેત, । અમો નાતમાં થઇએ ફજેત!
૧૩૨
તમારો સસરો લાજે, બાઇ! । વણ આવે સરશે વેવાઇ"

### કુંવરબાઇ રડી પડે છે.

કુંવરબાઇ તવ આંસુ ભરી । સાસુ પ્રત્યે બોલ્યાં ફરીઃ--૧૩૬
"બાઇજી, બોલતાં શું ફગો? । દુર્બળ, પણ પોતાનો સગો!
હ્યાં આવી જાશે ઠાલો ફરી, એ મશે મળિશું પિતાદીકરી!"
૧૪૦

### સાસુને દયા આવે છે.

સાસુને મન કરૂણા થઈ; । નિજ સ્વામીને વાર્તા કહી.
"સીમંત રહ્યા થોડા દહાડા; કુંવર વહુએ લીધા આડા.૧૪૪

૧૩૪. સૂ. ૧. 'શે અર્થે આવે વેહેવાઇ' સરસે ક્રિયાપદનો અર્થ ન સમજાયાથી ફેરફાર કરી નાખ્યો જણાયછે.
૧૩૬. સૂ. ૧. સાસુ પ્રતે વાણી ઓચરી.'
૧૩૮. અ. ૧. 'ફગો' ને ઠેકાણે 'બકો' એ શબ્દ તો નરસિંહ મેહેતાની રાંક પુત્રીને શોભતો નથી.
૧૩૯. દ. 'અહિં આવીજાશે પાછા ફરી' એમાં પુનરૂક્તિ દોષ છે અને કોઇ પ્રતમાં એમ નથી.
૧૪૪. સૂ. ૧. 'આડા' ને ઠેકાણે 'છરાડા'

લખો વે'વાઇને મોકલે પત્ર, । જેમ તેમ આવ્યું જોઇએ અત્ર."

## નરસિંહ મેહેતાપર કંકોત્રી.

શ્રીરંગ મે'તો પરમ દયાળ, કાગળ એક લખ્યો તત્કાળ. ૧૪૮
"સ્વસ્તિશ્રી જુનાગઢ ગામ, । જે હરિજન વૈષ્ણવ વિશ્રામ;
નાગરિન્યાત તણા શણગાર, સાધુશિરોમણિ, પરમ ઉદાર, ૧૫૨
ભકત નાયક, વૈષ્ણવ ધણી, । સદા કૃપા હજો કેશવ તણી!
સર્વોપમાંજોગ, કરૂણાધામ, મે'તાશ્રીપંચ નરસિંહ નામ. ૧૫૬
આંહાં સહુ કો છે કુશળી ક્ષેમ, । તમે પત્ર લખજો આણી પ્રેમ.
એક વધામણિનો સમાચાર! અમારા ભાગ્યતણો નહિ પાર ૧૬૦
કુંવર વહુને આવ્યું સીમંત! । અમ ઉપર ત્રુઠયા ભગવંત!
માઘ શુદી સપ્તમિ રવિવાર, અમો મુરત લીધું નિર્ધાર ૧૬૪
તે દા'ડે નિશ્ચય આવજો, । સગાં મિત્ર સાથે લાવજો
આણુશોમાં કંઇ આશંકાય, તમો આવે પામ્યા લાખ ટકાય ૧૬૮
ઉજળો સગો આવે બારણે । સોનાનો મેરૂ કીજે વારણે?
જો મેતાજી નહિ આવો તમો, તો ખરેખરા દુભાઇશું અમો; ૧૭૨

૧૪૫. द. એ ઠેકાણે ચાર લીટી આપેછે તે કોઇ પ્રતમાં નથી.

૧૫૨. सु. ૧. પરમ 'ઉદાર' ને ઠેકાણે 'ભકિત વેપાર'

૧૫૪. अ. ૧. ને द. 'હજો' ને ઠેકાણે હોય આપે છે.

૧૬૭-૧૬૮. द. अ. ૨ ' ન આણુશો મનમાં આશંક, તમ આવે પામ્યા લાખ ટંક' अ ૧. ન આણુશો આશંકો તમો 'આવે પામ્યા લાખ ટકા અમો.'

૧૬૯-૧૭૦. सु. ૧ માં એ કડી નથી. अ. ૧ 'સોનાના ફુલ કીજે વારણે.'

આપ્યું પત્ર ગુરૂના કરમાંય,। ખોખલો પંડ્યો કર્યો વિદાય.

### કુંવરબાઇનો ખાનગી સંદેશો.

કુંવરબાઈ એ તેડયા રૂષિરાય, એકાંત બેસારિને લાગ્યાં પાય૧૭૯

"ત્યાં બે દાહાડા પ્રાહુણા રહેજો, મે'તાને સમજાવી કહેજો;

કાંઈ મોસાળું સારૂં લાવજો,। સંપત્ત હોયતો ત્યાં આવજો૧૮૦

કાંઇ નામ થાય આ પૃથ્વિતળે!। સાસરિયાનું મે'ણું ટળે!

જો આ અવસર સૂનો જશે,। બોલબાણુ નણદી મારશે, ૧૮૪

શત્રુનું કામ દિયર સારશે,। ભવનું મે'ણું મુજને થશે!

રખે નાગરીન્યાતે કૌતુક થાય!। તમારે માથે છે વૈકુંઠરાય!"
૧૮૮

પંડ્યો ખોખલો કર્યો વિદાય,। સદ્ય આવ્યા જુનાગઢમાંય.

### વળણ.

જુનાગઢમાં રૂષિજિ આવ્યા;। મે'તો લાગ્યા પાયરે,

સ્તુત વિનયપૂજા કરી,। પાછે માંડિ વાત સુખદાયરે. ૧૯૨

## કડવું ૪ થું રાગ ધનાશ્રી.

### મેહેતાજીને કંકોત્રી પહોચે છે.

ખોખલે પંડ્યે પત્રજ આપ્યું । મેહેતાજીને હાથજી,

વધામણી કાગળમાં વાંચી! । સમર્યા વૈકુંઠનાથજી,

"મામેરૂં પુત્રીને કરવું! । ઘરમાં નથી એક દામજી!

૧૮૬. બધામાં ૧૮૪ ને ૧૮૫ ની ઉપર એ ચરણ છે, પ- ણ સૂ ૧. નો પાઠ વધારે તે સમયના કુંવરબાઇના ઉછળતા મનને લાયક છે એમ જાણી પસંદ કીધો છે.

૧૯૫. દ. 'ઘરમાં નથી ખોટો દામજી' સૂ ૨. 'ઘરમાં નથી ખોટિ બદામજી' એમાં જે કાંઇએક હાસ્ય ર-

ત્રીકમજી ત્રેવડમાં રેહેજો । દ્રવ્ય તણું છે કામજી" ૧૯૬
ભોજન કરાવી દક્ષણા આપી,। મેહેતો લાગ્યો પાયજી;
"મોસાળું લઇ અમો આવું છું"। પંડયા કીધા વિદાયજી.

## મોસાળાની ગોઠવણ.

નરસિંહ મેહેતે ઘેર ઘેર તેડાવ્યા । સગાં તે વૈષ્ણવ સંતજી.
"મોસાળું લઇ આપણે જાવું,। બાઈનું છે સીમંતજી."૨૦૦
જુની વે'લને ધુંસરિ વાંકી,। સાંગી સોટા ભાગીજી;
કો'ના તળાવા નેકોની પિંજણિયો। બળદ આણ્યા એમાગીજી
મેહેતાજી મામેરે ચાલ્યા,। સમર્યા શ્રી જગદીશજી,
ત્રણ સખિયો સંગાતે ચાલી,। વૈરાગી દશ વીશજી.૨૦૪

હેલું છે તે નરસિંહ મેહેતાની તે સમયની તે મનોવૃત્તિને અનુકુળ નથી.

૧૯૯. द. 'સગાં વૈરાગી સંતજી' એમાં રસ વધારે બહાર પડતો છે, પણ કોઇ પ્રતમાં વૈરાગી શબ્દ નથી. भ. ૨. સિવાય બીજામાં તો સંતની જગોએ પણ જન શબ્દજ છે.

૨૦૦. अ. ૧. માં જન શબ્દની પ્રાસ મેળવવા સારૂજ નવું ચરણ ઉભું કીધું હોય એમ જણાય છે.

૨૦૧. अ. ૧. 'સાંગી સોહામે ભાગીજી, अ. ૨. સાંગી 'સતખંડ ભાગીજી.' सू. 'સાંગી સાલમાંથી ભાગીજી' सू. ૨. 'સાંગી ધડમાંથી ભાગીજી.' म. 'સાંગી સાલમાં ભાગીજી.'

૨૦૪. सू. ૨. 'વૈરાગીની દાસીજી' ઉપલા ચરણમાં 'શ્રીઅવિનાશીજી' ની પ્રાસ પણ છે. અર્થ બહુ મજાક ભરેલો થઇ જાય છે.

ડાબડિ ત્રાંબા કેરી સંપુટ, । તેમાં બાળમુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, । દામોદર નંદાનંદજી.
વે'લની પૂંઠે કોથળો બાંધ્યો, । માંહિ ભર્યા વાજિંત્રજી;
ગાંઠડિ ગોપીચંદનની છે, । તુળશીકાષ્ટ પવિત્રજી. ૨૦૮
મોસાળાની સામગ્રીમાં । છાપાં તિલકને તાળજી!
નરસૈયાને નિર્ભય મનમાં, ભોગવશે ગોપાળજી.

## વાટમાં વે'લની વિટંબણા.

બળહિણુ બળદિયા શું હિંડે! । ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે, ને ઢાળ ચઢાવે, । "જયજયવૈકુંઠનાથજી," ૨૧૨
એક બળદ ગળિયો થઇ બેસે, ॥ આખલો તાણી જાયજી;
પડયાને પુંછ ગ્રહી ઉઠાડે, ॥ કૌતુક કોટિક થાયજી!
સાલે સાલ ત્યાં જુજવાં દીસે, ॥ વે'લ થાયછે વક્રજી;
સાંગીનો બહુ શબ્દ ઉઠે, ॥ ચૂંચવેછે બહુ ચક્રજી. ૨૧૬
ચઢિ બેસે ને વળી ઉતરે, ॥ લે રામકૃષ્ણનું નામજી;

૨૦૬. द. 'દામોદર નંદ નંદજી' કોઇ પ્રતમાં નથી. નંદનંદન કે નંદાનંદ એવા શુદ્ધ શબ્દ તો એજ થઇ શકે.

૨૦૯. सु. ૧. 'તિલક તુલસી ને તાલજી' अ. ૧, द. ને ख. ૨. 'તીલક તુળસી માળજી'

૨૧૩. ફક્ત द. 'બેઠો' લખે છે. પણ જે બનાવ ઘણી વાર બને ત્યાં વર્તમાનકાળજ જોઇએ.

૨૧૫. अ. ૨. સિવાય બધાના પાઠમાં કાંઇ અર્થ કે અન્વય નથી.

મધ્યાન્હે મે'તોજી પો'તા, જોવા મળ્યું સાગામજી.
શું જાણે વૈષ્ણવનો મારગ ॥ વિષયી પુરના લોકજી ?
"કોડ પો'તા કુંવરવહુના ! ॥ મા'મેરૂં છે રોકજી ! ॥ ૨૨૦

વળણ.

રોક મા'મેરૂ મે'તો લાવ્યા॥ જુઓ વૈષ્ણવની વિસાતરે !
અકેકિ માળા આપશે, તો ॥ પે'રશે નાગરિ ન્યાતરે !

કડવું ૫ મું રાગ મારૂ.

વહેવાઇ વર્ગ મેહેતાજીને મળવા જાય છે.

સુણીશ્રીરંગમે'તો આવ્યા ધાઈ,ભાવે ભેટયા બેહુવે'વાઇ;૨૨૪
મળ્યો જમાઇ જમાઈનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.
ભેટયા વે'વાઈજાણે વળગ્યું ઓડ, હવે પો'તા મનના કોડ!૨૮
વે'વાણો મન કરે વિચાર ॥ શકે દરિદ્ર આવ્યું અમદ્વાર !
કપટે ભેટે, પાછાં ખસે ॥ સામાથી જોઇ જોઈ હસે. ૨૩૨

મેહેતાજીનો ઉતારો.

ઉતરવા ઘર આપ્યું એક, ॥ મચ્છર જૂઆ માંહિ વિશેક;

૨૧૮. ૬ જોવા મળ્યું ઉના ગામજી' લોકોના કહેવા પ્રમાણે એ ગામનું નામ ઉનાવા હતું એ ખરૂં છે. પણ કોઇ પ્રતના આધાર વિના આ જગો ઉપર કવિએ લખ્યું છે કે નહિ તે કહી શકાય નહિ.

૨૨૭—૨૩૦. એ અ, ૨ સિવાય કોઇ પ્રતમાં નથી. પણ ચોથું ચરણ પ્રેમાનંદનું હોય એમ લાગ્યાથી અત્રે દાખલ કીધી છે.

૨૩૪. સુરતની પ્રતોમાં 'અનેક, છે કદાપિ 'વિશેક' અપ-

આડા ટેકરા વસમો ઠામ, ॥ ઉપર નળિયાનું નહિ નામ. ૨૩૯
કોહ્યું છાજ ને જુની વળી, ॥ ભિંતો દોહશ બેવડ વળી,
આઆ માકણ આઆ જુવા, । ત્યાં મેહેતાના ઉતારા હતા. ૨૪૦

## નાગરી મેહેતાજીને ઠીંગાઠોળી કરવા આવે છે.

વેવાઈ ગયા ઉતારો કરી । છે રસણી ન્યાત ઘણી નાગરી;
"કુંવરવહુનો વૈષ્ણવ બાપ; । દર્શન કરીને ખોઇયે પાપ."
મે'તાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મે'તાને નમે, । 'સારૂં થયા આવ્યા તમે' ૨૪૮
માંહો માંહો કહે નાગરી, ॥ મેંતો દીઠે દીઠા હરી.
આ સાથ કેવો પુટડો ! । બાઇ પરમેશ્વર એને ઢુંકડો ! ૨૫૨
કુંવરવહુનું ભાગ્યું દુઃખ ! એવું કહીને મરડે મુખ.
'આ બળદ જુઓ મેહેતાતણા, અગાઇ શબ્દ કરે ઘણા ! ૨૫૬
વજાડશે મંડપમાં ચંગ, નાગરિ નાતમાં રહેશે રંગ !
ઓ ! ગાંઠડિ વળગણિયે લટકે ! તાલ જોડા બાંધ્યા છે પટકે ૨૬૦

ભ્રંશ શબ્દ લખનારાઓને સમજાયો નહિ હોય. દ.
ચાંચડ શબ્દ આપે છે તે કોશમાં નથી.

૨૩૫. ૨૪૦. એ નરસિંહ મેહેતાના ઉતારાનું વર્ણન દ સિવાય કોઇ પ્રતમાં નથી. અ. ૨ માં ૨૩૭, ૨૩૮ મી લીટીઓ કાંઇ ફેરફાર સાથે છે. વ્યાસ લોકોએ એ બધું વર્ણન ઉમેર્યું હોય એ એ પણ સંભવિત છે.

૨૪૨. દ. હસણી આપે છે, પણ રસણી શબ્દ જેમ વધારે રસીક છે તેમ અને બધી પ્રતોનો આધાર છે.

૨૪૪. સૂ. ૨ 'દર્શન કરિ થઇએ નિષ્પાપ.'

જુઓ ! કાષ્ઠ તુલસીનો મારો ! । હવે મોશાળાનો શો ઉધારો।
આ શંખ મે'તાજી પુંકશે,। છાબમાં તુલસીદલ મુકશે. ૨૬૪
આ વૈરાગી હરિના ગુણ ગાશે,। એટલે મોસાળું પૂરૂં થાશે!''
એમ નાગરી કૌતુક કરે, ઠંઠોળી કરિ પાછી ફરે.॥ ૨૬૮

## કુંવરબાઇ પિતાને મળવા દોડે છે.

કુંવરબાઇએ જાણીવાત, ॥ મોસાળું લઇ આવ્યા તાત;
ઉતાવળી મળવાને ધસી, ભોળી નણદી મર્મે હસી;–૨૭૨

## નણંદનું મે'ણું.

આ શું પિતા પુત્રીને હેત ?। સગાંને કરવા આવ્યો ફજેત!
લજાવ્યું સાત પેઢીનું નામ! સાથે વેરાગીનું શું હતું કામ?
શું મલવા ચાલ્યાં એકલાં? એ બાપથી ન બાપાં ભલાં !

## કુંવરબાઇનો પ્રત્યુત્તર.

કઠણ બોલ એવો સાંભળી, કુંવરબાઇ તવ પાછી વળીઃ ૨૮૦
'નણદી મચ્છર શો આવડો? પૂંઠળથી બાઇ શું બડબડો?
સુખી પિતા હોશે જે તણો, તે પુત્રીને લાભજ ઘણો. ૨૮૪
કોનો બાપ લખેશરિ કહાવે, . તે મારે શે અર્થે આવે ?
રંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર।૨૮૮
તમો મન માને તે કહો, એવો પિતા મારો જીવતો ? '

## બાપ દીકરીની મુલાકાત.

મર્મ વચન નણદીને કહી, પિતા પાસે પુત્રી ગઇ. ૨૯૨

દૂર થકી દીઠી દીકરી, ॥ મે'તે ઉઠી સમર્યા હરિ,
અન્યોઅન્ય નયણાં ભરી,॥ ભેટયાં બન્યો આદર કરી.૨૯૯

મેહતાજી પુત્રીની આસનાવાસના કરે છે.

મે'તે મસ્તક મૂકયો હાથ ! ॥ પાસે બેસારી પૂછી વાત–
"કહો કુંવરબાઇ, કુશળક્ષેમ? સાસરિયાં રાખેછે પ્રેમ?૩૦૦
રૂડો દિવસ આવ્યો દીકરી,॥ તો મોસાળું કરશે શ્રીહરિ!"

કુંવરબાઇનો ગભરાટ.

કુંવરબાઇ બોલ્યા વીનતિ,॥ સામગ્રી કાંઇ પાસે નથી!૩૦૪
કયમ નાગરી ન્યાતે રહેશે લાજ?॥ધનવિના આવ્યા શે કાજ?

નિર્ધનપણાના દુઃખ.

નિર્માલ નિર્ધનનો અવતાર!॥નિર્ધનનું જીવ્યું ધિઃકાર!૩૦૮
નિર્ધનના સૌ કૌતક કરે ! ॥ નિર્ધનને સૌ ઘેલો ગણે !
નિર્ધનનું કોઇ કાન ન ધરે!॥નવ રાખે ઉભો આંગણે!૩૧૨

૨૯૯. આ જગોપર ત્રણ પ્રતમાં સુરસેના છે.
૩૦૪. સુરતની બન્યે પ્રતમાં એમ છે. અને અમદાવાદની પ્રતોમાં ઘણું કરીને 'મોસાળુ કાંઇ લાવ્યા નથી'છે,
૩૦૯—૩૧૨. द. આ પ્રમાણે આપે છે.
નિર્ધનને કોઇ નવ ગણે ॥ નવ રાખે ઉભો આંગણે;
ચતુરપણું નિર્ધનનું જેહ ॥ ઘેલા માંહિ ગણાયે તેહ.
૩૧૧. अ ૨. આ પ્રમાણે આપે છેઃ–"ઉભો ન રહેવાદે આંગણે ॥ જો મરતો હોય વિસ લાંઘણે. ॥
૩૧૫. આ જગો ઉપર अ. ૨ માં એક નવીજ કડી છે, 'એવા નિર્ધનને પેટે કાં પડી ॥ સાસરીયાં સહુ કહે બાપડી' કહ્યું કો કાને નવ ધરે ॥ મુખ મરડીને વાતો કરે.

લોક બોલાવે દુર્બળ કહી!॥એથી માઠું કાંઇ બીજું નહી!

## કુંવરબાઇનો ઉકળાટ.

પિતાજી,કાંઈનકરો ઉદ્યમ,॥તોઅવસર સચવાયે કયમ?૩૧૬
નથી લાવ્યા તમો નાઠાછડી! ॥ નથી મોડ,કે કુંકુમ પડી!
નથી માટલી ચોળી ઘાટ!॥એવું દરિદ્ર શું આવ્યું તાત?૩૨૦
કેમ કરી લજ્જા રહેશે,તાત!॥હુંશેં નમુઇ મરતાં મુજમાત!

## નમાઇ છોકરીની અવસ્થા.

માત વિના સુનો સંસાર! ॥ નમાયાંનો શો અવતાર!૩૨૪
જે બાળકની માતા ગઇ મરી,॥ બાપની સગાઇ સાથે ઉતરી
જેવું આથમતા રાવનું તેજ,॥માવિના તેવું બાપનું હેત!૩૨૮
સુરભિ મરતાં જેવું વચ્છ!॥ જળ વિના તલપે જેમ મચ્છ!
ટોળા વછોઇ જેવી મૃગલી! ॥ મા વિના પૂત્રી એકલી! ૩૩૨
લવણ વિના જેવું ફીકું અંન!॥ ભાવ વિના જેવું ભોજન!
કીકી વિના જેવાં લોચન!॥માય વિના તેવું તાતનું મન!૩૩૬
ઘડો પુટે રઝળે ઠીકરી, ॥ મા વિના જેવી દીકરી.
ગોળ વિના મોળો કંસાર ॥ માત વિના સૂનો સંસાર.૩૪૦

૩૨૦. द, ने अ, ૨. 'એમ શું આવ્યા બારે વાટ.'

૩૩૭. ૩૪૦. આ કડી બેશક પાછળથી કોઇએ વધારી છે. द ને આધાર ફક્ત સુ ૧. નોજ મળે છે. તેમાં તો બીજી પણ બે લીટીઓ છે. " ઘી વિના લુખી ખીચડી ॥ મા વિના લુખી દીકરી "

### કુંવરબાઇ ગભરાઇને રડી પડે છે.

શું! કરવા આવ્યા ઉપહાસ! ।। સાથે વેરાગી પચાસ!
શંખ! તાળ! ને માળા ચંગ!।।એ મોસાળું કર્યાના ઢંગ?૩૪૪
નહોય પિતા! તો જાઓ ફરી" ।। એમ કહીને રોઇ દીકરી,

### મેહેતાજીનો અચળ વિશ્વાસ.

મે'તે મસ્તક મૂક્યો હાથ; ।। મોસાળું કરશે શ્રી નાથ!"૩૪૮
પેરામણિ કરવી જેટલી, ।। ।। આસામી લખી લાવો તેટલી.
લખજો સાસરિયાં સમસ્ત, ।। વિસારશો માં એકે વસ્ત!૩૫૨

### કુંવરબાઇ સામગ્રી લખાવવા સાસુ પાસે જાય છે.

વચન મે'તાજીના સુણી ।। કુંવરબાઇ ગઈ સાસુ ભણી,
"મારે પિતાએ મોકલિ હૂં!।।લખો કાગળમાં જોઇએ શું!"૩૫૬

### સાસુ તરછોડી નાંખે છે.

મુખ મરડીને બોલી સાસુ ।।"શો કાગળ ચીતરવો ફાંસુ ?
છાબમાં તુળસીદળ મૂકશે! ।। ઉભો રહી શંખ ફૂંકશે! ૩૬૦

### વળણ.

ફુંકશે શંખ ઉભો રહી! નિશ્ચય મોસાળું શું કરે?"
વિવાહ વહુનો સાંભળી ।। વડસાસુજી એમ ઉચરે.

૩૫૦. સ. ૨. ' સામગ્રી લખિ લાવો તેટલી ' ઘણા મતને આધારે જે પાઠ પસંદ કીધો છે તેમાં આશામીને તેટલી એ એના અન્વયમાં વ્યાકરણ દોષ આવે છે તેમ અત્રે થતું નથી.

## કડવું ૬ ઠું રાગ મારૂ.

### વડસાસુ ઠાઠિકાં થઇને સામગ્રી લખાવે છે.

વડસાસુ ઘણું ભારે માણુસ ।। બોલ્યાં પરમવચંન:—વહુજી.
‘વડી વહુવર તમે કાંઈન જાણો! ।। મે'તો વૈષ્ણવજન! વ. ૩૬
જેને સ્નેહ શામળિયા સાથે,।। તેને શાની ખોટ? વહુજી.
પે'રામણિ મન ગમતી માગો ।। કરો નાગરી ગોઠ! વહુજી.
કુંવરવહુને કાગળ આપ્યો લખો લખાવું જેમ, વહુજી.
રૂડા વેંવાઇ આંગણે આવે ।। કોડ ન પહોંચે કેમ? વ. ૩૬૮
લખો, પાંચશેર કંકુ જોઇએ,।। શ્રીફળ લખો સેંસાત, વહુજી.
વીશમણ વાંકડિયાં કોફળ—મળશે મોટી ન્યાત ! વહુજી.
પાંચ વસ્ત્રના પંચવિશ વાઘા,।। ચાર ચોકડી તાસ, વહુજી.
લખો, પછેડી પંદર કોડી, ।। પટોળાં પચાશ; વહુજી. ૩૭૨
સાઠેક મુગટા સોએક સણિયા,।।ચીર લખો ચાળીસ. વહુજી.
ધોતિયાં બ્રાહ્મણને જોઇયે! લખો કોડી ત્રીશ:—વહુજી.
બે કોડી જરકશની સાડી,।। રેશમિ કોડી બાર. વહુજી.
સાદી સાડી લખો ત્રણસેં।।છાયલ લખો સે ચાર. વહુજી.૩૭૬
ઘરસાડી લખો દશવિશ કોડી,।।સોળ કોકડી ઘાટ; વહુજી.
છીંટ મોરવી ટુંકરી સોએક,।। નવ કોડી લખો નાટ. વહુજી.’
મશરૂ, ગજિયાણી, હરિયાઈ।। લખો થાન પંચાશ. વહુજી.
હજાર બારસેં લખો કાપડાં લોક કરે બહુ આશ. વ. ૩૮૦

સોળસેં લખો શેલાં સાળુ,॥ તેલ પાનનો શો આંક? વહુજી.
આશરા પડતું અમે લખાવ્યું,॥ બાપ તમારો રાંક! વહુજી.
તમને સોળશૃંગાર કરાવે,॥ બાપ લડાવે લાડ; વહુજી.
ઘટે જમાઇને સોના સાંકળિ; અમને શાનો પાંડ? વ.૩૮૪
સહસ્ર મોહોર સોનાની રોકડી, કહેતાં પામુ ક્ષોભ! વહુજી.
અમો ઘરડાંએ ધર્મ લખાવ્યું; ન ઘટે ઝાઝો લોભ. વહુજી.
એહુ લખાવ્યાથી અદકું કરે, તો તમારા ઘરની લાજ. વહુજી.
મુખ મરડીને નણદી બોલી, "સિદ્ધ થયાં સૌ કાજ! માજી.૩૮૮
મોટા લખો બેપાહાણિયા, જે મેંતાજીથી અપાય! માજી."
ડોશી કહે "શું શોર કરો છો? કાગળ લખતાં શું જાય? બહેની.

વળણ.

શું જાય લખતાં આપણું?" કહે વડસાસૂ વિકરાળ રે !
કાગળ આપ્યો હાથમાં, ॥ પડી પેટમાં ફાળ રે ! ૩૯૨

## કડવું ૭ મુ. રાગ મારૂ.

### કુંવરબાઇનો હૈયા શોક.

'ડાટ વાળ્યો! રે ॥ ડોશીએ ડાટ વાળ્યો રે! ટેક.
વડસાસૂ વેરણ થઈ મારી!॥ હરખ હિયાનો ટાળ્યો! ડોશીએ.
મીઠા વચની! થોડા બોલી ! ॥ હીંડે હારગુણ ગાતી! રે.
પરમાર્થી થઇ પત્ર લખાવ્યું ! મનમાં મોટી કાતી!" ડો.૩૯૬
કાગળ લઈ કુંવરબાઈ આવ્યાં ॥ પિતાજીને પાસ રે.

'વડસાસુએ વિપરીત લખાવ્યું'!॥ કહો હવે શું થાશે?ડોશીએ.
લખેશરીથી ન પડે પૂરૂં,॥ તેવું ત્યાંહ લખાવ્યું રે!
સાધુપિતાને દુખ દેવાનેાામારે સીમંત શાને આવ્યું'!ડો.૪૦૦
સહસ્ર મોહોર સોનાની રોકડી!॥ વસ્ત્ર તણું નહિ લેખું'!રે.
મારા પિતાજી, હું તમ પાસે ॥ કોડી ન એકે દેખું! ડોશી.
પિતાજી તમે ગામે સધારો;॥ હ્યાં રહે ઈજત જાશે રે!
મેતાજી કહે "પૂત્રી મારી ॥ રહો તમે વિશ્વાશે! ૪૦૪
ડોશીએ સારૂં કીધું રે. ટેક.

### મેહેતાજી ધીરજ આપે છે.

શામળિયો નહિ અવસર ભૂલે! ॥તું કાં આંસૂ પાડે રે?
દામોદરને નથી કાંઇ દોહ્યલું'! નહિજ કરજ કોનું કાઢે! ડો.
કુંવરી મારી! ઘેર પધારો!॥એમાં આપણું શું જાશે રે?
જો મોસાળું હરિ નહિ કરે,તો॥ઉપહાસ એનો થાશે! ડો.૪૦૮
પંચાળીના પટકુળ પૂર્યાં ॥ નવસેં ને નવ્વાણું રે;
તે રીતે મોસાળું કરશેઃ—થાવા દેને વાહાણું'! ડો. સારૂં.
વિશ્વાસ રૂદયમાં રાખો;—છો વૈષ્ણવનાં બાળ રે;—

૪૦૬. द. 'દામોદર કાંઇ નથી દોહેલો' सु. ૨. સિવાય બધી પ્રતમાં એ અર્થને મળતોજ પાઠ છે, પણ આ વધારે પસંદ કરવા લાયક જણાય છે.

૪૦૪. ૪૦૮—એ કડી स. ૧ માં નથી.

આપણનું પ્રતિપાલન કરશો ।। તાત ત્રિભુવનપાળ! કો.૪૧૧
જ્ઞાન ધૈર્ય દિકરીને આપ્યું ।। સુણી તાતની વાણી રે.
કુંવરબાઈ ફરિ મંદિર આવ્યાં ।। વિશ્વાસ હ્રદેમાં આણી.

## કડવું ૮ મું રાગ ગોડી,

### વેરાગીઓને લઈ મહેતાજી ન્યાતમાં જમવા જાય છે.

કૌતુક કળિજુગના ! ।। વૈષ્ણવની ચેષ્ટા થાય ! કૌ. ટેક.
વાંકા બોલી ન્યાત નાગરી ।। સહુજે બોલે અન્યાય. કૌ.૪૧૬
ભોજન કરવા મે'તાજી તેડયા, ।। સાથે બહુ વેરાગીજી.
ટોળે મળીને ન્યાત નાગરી ।। જોઈ જોઈ હસવા લાગી. કૌ.
ચિર્યાં તિલક, ને તુળસિનિ માળા, ।। છાપા અંગ બિરાજેજી.
"વે'વાઇનાં રૂપ જુઓ ભાઈ! ।। કંદ્રપ સરખા લાજે કૌ.૪૨૦
નાગર સર્વ સ્નાન કરી બેઠા, ।। જેને જેસું મળતુંજી.

વેરાગીઓને લઇ મહેતાજી ન્યાતમાં જમવા જાય છે.

૪૧૨. સુ. ૧. દ, અ. ૧ અને અ. ૨ એ ચારના પાઠ એકઠા કરીને આ લીટી ઉભી કીધી છે શબ્દ રચના તો ચારે પ્રતમાં કોઇની મળતી નથી. અને સ. ૨. માં તો એ કડીજ નથી.

૪૧૩. અ. ૧ માં એ કડી છેજ નહિ. અ. ૨. માં ધૈર્યની જગો પર 'હેત' શબ્દ છે. સુરતની બંને પ્રતમાં ધીરજ છે એ ઉપરથી ધૈર્ય શબ્દ સિદ્ધ કીધો છે.

૪૧૭. દ. અ. ૨. માં તેડયાની જગોપર 'ચાલ્યા' છે.

૪૧૯. સુ. ૧. ચીર્યાંની જગોપર ચિતર્યાં આપે છે.

૪૨૧. મલાર ગાશે ના'તી વેલા ।। વરસશે વરસાત રે ।।
"પ્રસાદ વેળા થાળ ગાશે ।। જમશે જાદવનાથ ।।
સુ. ૨. સિવાય બધી પ્રતમાં એ લીટીઓ છે, પણ

નરસિંહ મે'તાને નહાવા માટે, જળ મે'લ્યું કળકળતું. કૈ.

વે'વાણ નરસિંહ મેહેતાની મજાક કરે છે.

(જેમ) તેલ કઢા સાતી ઉકાળી, ॥ સુધનવાને તળવાજી.
તેમ વેંવાણે જળ ઉકાળ્યું, ॥ મે'તાજીને છળવા. કૈ.૪૨૪
ઉષ્ણોદક દેખીને મે'તે, માગ્યું ટાઢું પાણી જી.
મર્મ વચન મુખ મરડી બોલી, કુંવરબાઇની જેઠાણી. કૈ.
"માગ્યો મેહ વરસે મે'તાજી ॥ તો અમ પાસે શું માગો રે?"
આજ્જેઠે બેઠા તાળ મંગાવી–બોલ રૂદેમાં વાગ્યો, કૈ. ૪૨૮
સમરણ કીધું શામળિયાનું, આલાપ્યો રાગ મલ્હાર રે!
નાગર લોક સૌ જોવા મળિયા! બોલે વ્યંગ ઉચાર! કૈ.

કડવું ૯ મું રાગ મલાર સામેરી.

મેહેતાજી વરસાદને સારૂ પ્રાર્થના કરે છે.

મે'તોજી બેઠા બાજ્જેઠે, ॥ સમર્યા શ્રી ગોપાળરે;
મલાર ગયો નેહ્શું–મેહ ગરજ્યો વજાડિ તાળરે! ૪૩૨

આ પાછળ જે કથા આવે છે તેને અનુસરીને કોઇએ ઉમેરી હોય એમ લાગે છે.

૪૨૧. બી લીટીના પૂર્વાર્ધનો પાઠ જુદો જુદો છે. अ. ૧ માં છેજ ન હિ. સુ. ૧. નહિ કરી સહુ નાગર બેઠા' द. સ્નાન, અને સુ. ૨. અંગોળ શબ્દ નાહિને ઠેકાણે આપે છે.

૪૩૨. આ લીટી ફક્ત સુરમાંજ છે, પણ એનો અર્થ એવો ઊંચો છે કે તે પ્રેમાનંદનોજ હશે એમ ધારી કબુલ કીધી છે.

"ઉપાહસ થાય છે દાસનો ॥ સામળિયા કરો સહાયરે!
ઉષ્ણોદક ઘણું ઉકળે, ॥ નાંખ્યું શ્રીફળ ફાટી જાયરે;
કઢા ઉકાળી તેલની ॥ કર્યો હુંસધ્વજ રાયરે,
તારી કૃપાયે ટાઢું થયું, ॥ કીધી સુધનવાની સહાયરે.૪૩૯
હુંડી સિકારો, સામળા, ॥ આપ્યા રૂપૈયા સેં સાતરે;
તે વિશ્વાશે વળગી રહ્યો, ॥ વિઠ્ઠલ મોકલજો વરસાદરે;
સમોવણ નહિ આપો, શામળા, ॥ તો મોસાળું કરશો કય મ!"
સ્તવન મે'તાનું સાંભળી, ઘન પ્રેર્યો પરિગ્રહ રે. ૪૪૦

મુસળધાર વરસાદ આવે છે.

પળમાત્રમાં આભ ઘટા થઈ! ચોદશ ચઢયો અંધકારરે!
ગગન વિષે ઘન ગડગડે! થાય વિજળીના ચમકારરે!
ઉડે કોરણ બહુ કાંકરા!॥ વરસે મુશળધારરે!
વે'વાઈના ઘરમાં જળ ઘસ્યું! ॥ સહુ નાસે! કરે પોકાર!૪૪૪

સૌ હારીને મેહેતાને વિનવે છે.

સર્વ નાગરિયો પાય પડે, ॥ ક્ષમા કરો અપરાધરે.
અમો અજ્ઞાનીએ ઓળખ્યા નહીં, તમો સર્વ શિરોમણ સાધ
શ્રીરંગ મે'તો સ્તુતિ કરે, ॥ વે'વાણો માગે માનરે.
વરસાદ વિસર્જન થયો, ॥ મે'તાજીએ કીધું સ્નાનરે.૪૪૮
ઠગ નાગર કહે, "થયું મહાવહું!॥ એમ આવે છે બહુ વારરે!
પ્રત્યક્ષ દીઠું પ્રતીત નાવી, ॥ કલિજુગને અનુસારરે,

વળણ.

પંગતે બેઠા થાળ ગાય છે.

મેંતાજી ભોજનને બેઠા, ॥ કરમાં લીધી તાળરે,
ડોશું વેરાગી તણું, તેણે ॥ ગાવા માંડી થાળરે. ૪૫૨

કડવું ૧૦ મું રાગ સામેરી.

મેંતો ગાઈ પ્રસાદની થાળી, ॥ આરોગાવ્યા શ્રી વનમાળી
લીધો પ્રસાદ પૂરણ પ્રીતે ॥ પછી થયું શું રજની વીતે ? ૪૫૬

ઢાળ.

મોસાળાનો દિવસ.

વીતી રજની કીર્તન કરતાં, ॥ થયો પ્રાતઃકાળરે;
કુંવરબાઇ કહે "તાતજી, ॥ કરો મોસાળાની ચાલરે."
મેંતાજી કહે, "પુત્રિ મારી, ॥ જઇ ન્યાતને તેડાં કરો;
વિશ્વાસ આણી મંડપ માંહી, છાબ ઠાલી જઇ ધરો. ૪૬૦
સમસ્ત ન્યાત નાગર તણી, ॥ તેડો સહુ કુટુંબરે,
છે વાર ન્યાત મળે એટલી, ॥ નથી મોસાળાનો વિલંબરે.'
કુંવરબાઈ કહે "તાતજી, ॥ મને કેમ આવે વિશ્વાસરે ?
ઠાલિ છાબ હું કેમ ધરૂં ! ॥ થાય લોકમાં ઉપહાસરે !"૪૬૪
મેંતાજી કહે, "પુત્રી મારી, ॥ છો વૈષ્ણવની દીકરી,
તારે મારે ચિંતા શાની ? ॥ મોસાળું કરશે હરી."

૪૧૯. ૪૬૨. આ કડી સુરતની બંને પ્રતમાં નથી, અને ક્ષેપક હોય એમ લાગે છે.

મર્મ વચન સુણી તાતનું, ॥ સાસુ પાસે ગઇ વહુ,
"મારા પિતાં મોસાળું કરે છે ! ॥ સગાં તેડાવો સહુ !૪૬૮
ઓખલ પંડ્યે તેડાં કીધાં, ॥ મળ્યું આખું ગામ રે;
વિચાર વે'વાઈ કરે, ॥ "જશે મે'તો મુકી મામરે."

**મંડપમાં મેહેતાજી આવે છે.**

મંડપમાંહ મે'તો આવ્યા, ॥ હાથ ગ્રહિ છે તાળ રે;
નાગર સહુ બેઠા રહી, કહે ॥ "આવો જેગોપાળરે."૪૭૨
મંગાવી એક છાબ ઠાલી, ચોકમાં આણી ધરી;
મે'તાજીએ શંખ પૂર્યો, ॥ વિનાત શ્રી હરીની કરી,

## કડવું ૧૧ મું રાગ મારૂ.

### તે વેળાની ન્યાતમંડળીનું વર્ણન.

મે'તે વજાડયો શંખઃ ॥ સમર્યા વનમાળી—

૪૭૦. अ. ૧. 'મળ્યા સર્વે એવું સાંભળી ॥ મેહેતે ન મૂકી મામરે' सु. ૧. વિચાર કરે વેવાઇવાળા ॥ મેહેતો મુકી જાશે મામરે.' द. ને अ. ૨. 'વેહેવાઇ, વર્ગ એણી પેરે બોલે ॥ મેહેતો મૂકિને જાશે મામ.'
૪૭૨. બધી પ્રતોનો પાઠ ઘણું કરીને મળે છે, પણ અર્થમાં દોષ આવે છે બધામાં 'બેઠા થઇ' છે. માનને સારૂ ઉભા થાય, પણ કાંઇ બેસે એતો સંભવતું નથી, તેથી द. અ સુધારીને 'ઉભા થઇ એમ' કર્યું છે. મને આખો શબ્દ ફેરવવો ઠીક ન લાગ્યો તેથી 'બેઠા રહી' એવો પાઠ કીધો છે. એટલો ફેરફાર પણ આ જગો ઉપરજ મારી તરફનો થએલો છે.
૪૭૩. ૪૭૪. अ. ૨. અને द, સિવાઇ કોઈ આ લીટીઓ

લાગી હસવા ચારે વર્ણ ! ।। માંહો માંહે દે તાળી ! ૪૭૯
"મોસાળાના ઢંગ ।। વે'વાઇએ માંડયા !
નાગરના વેહેવાર ।। એણે સર્વ છાંડયા.
જુઓ ! છાપા, તિલક ને તાળ ! ।। જુઓ તુળસીમાળા !
નરસૈયો કરશે નૃત્ય ! ।। ગાશે ટોપીવાળા !" ૪૮૦
જોવા મળી નાગરી ન્યાત, ।। બહુ ટોળે ટોળાં.
કરે મુખ મરડીને વાત, ।। "આપશે ઘર ચોળાં"
બહુ નાની મોટી નાર ।। મંડપમાં મળી;
કરે વાંકી છાની વાત—સાકરપેં ગળી ! ૪૮૪
મે'તાને કરે જે શ્રી કૃષ્ણ, ।। હસી હરૂં પરૂં જોતી;
સોહે અધરની ઉપર ।। વેસરનાં તો મોતી;
સજ્યા સોળ શણગાર, ।। ચરણું, ને ચોળી,
જોબન મદમાતી નાર ।। કરે બહુ ઠંઠોળી !

વલણ છે એમ કેહેતું નથી. અને ઢાળ વળણનું માપ એક છે તેથી તેમ લખવાની જરૂર નથીજ.

૪૧૭. द. 'લાગ્યાં' લખે છે, પણ એમાં વ્યાકરણ દોષ, ને अ. ૨. સિવાય કોઇ પ્રતનો આધાર નથી.

૪૮૫. द. ને अ. ૨. 'મુખ ઉપર લળકે સાર ।। વેસરના મોતી' सु. ૧ 'સોહે અધર ઉપર બિંબ ।। નાકે છે મોતી' सु. ૨. 'સોહે અધર ઉપર બિંબ ।। વેસરનું મોતી,'

૪૮૮. अ. ૧. ૩. માં તો 'જોબનવંતી' જ છે. सु. ૧. ૩ 'મદમાતી' આપે છે, અને द એ મદભરિ રાખ્યા છે, પણ આધાર ન મળે, તેથી લાચાર.

માળા, મોતીહાર ॥ ઉર પર લળકે છે;
જડાવ ચુડલો હાથ, ॥ કંકણ ખળકે છે;
કોઇ સમિરહિ ઓઢે ચીર, ॥ સણુઘટ વાળે છે;
નારી નચાવે નેણ, સ્વામી ભાળે છે. ૪૯૨
કોઇ છુટે અંબોડે નાર–વેણી લાંબી છે !
કાને ઝાંઝરનો ઝમકાર, ॥ કડલાં કાંબી છે;
કોય નાનાં તિલક રસાળ ॥ ભાલે કીધાં છે,
કોયે રમાડવાં સરખાં બાળ ॥ કેડે લીધાં છે. ૪૯૩
કો જોવા ઠાલી છાબ અબળા ઉઠે છે;
કો શિખવી બોલાવે બાળ, ॥ વારી રાખે છે;
કો વાંકા બોલી નાર, વાંકું ભાખે છે. ૫૦૦

૪૮૯. ફક્ત द. 'કાને કોટિ જડાવ ॥ ગલસ્થળ ચળકે છે.
૪૯૧. ૪૯૨. सु. ૧, ૨. માં એ કડી છેજ નહીં. अ. ૧ માં આ પ્રમાણે છે. 'શીસફુલ રાખડી ॥ ભમર ભાળે ॥ સામી રહીને સહુનાર ॥ ચીર સડકા વાળે, द. બીજું ચરણ આમ આપે છે. ' અણિયાળાં લોચન કટાક્ષે ભાળે છે, ' એ સંબંધી અર્થની 'નોટ' જૂઓ.
૪૯૫. द. ' કેસર તિલક વિશાળ ' એ ચરણ જેમ આધાર વિનાનું તેમજ રસવિનાનું છે.
૪૯૬. द. 'કોઇએ નાનાં બાળ.' પોતાનીજ પ્રતમાં 'રમાડવા સરખાં બાળ' એવો રસીક પાઠ મૂકીને આમ શા માટે द. એ ફેરવી નાંખ્યું હશે ?

“આઇ, કુંવરવહુનો બાપ ॥ કરશે મામેરૂં !
હું તો લઇશ પટોળિ શ્રિકાર–સાડી નહિ પેહેરૂં !
વૈષ્ણવને શી ખોટ ? ॥ કંઠે માળા છે !
વે’વારિયા દશ વીશ ॥ ટોપીવાળા છે ! ૫૦૪

કુંવરવહુને ધન્ય ! પિયર પનોતી છે !
બાપે વગાડયો શંખ ! ॥ સાદર પોહોતી છે.”
વાંકાબોલા વિપ્ર ॥ બોલે ઉપહાસેઃ–
“મુકો છાબમાં પાહાણુ ! વાએ ઉડી જાશે.” ૫૦૮
મુકયો દીકરીયે નિશ્વાસ ! ॥ આવિ પિતા પાસે !
મે’તે કીધી સાન– ॥ “રેહેજે વિશ્વાસે !

### વળણ.

વિશ્વાસ રાખો દિકરી,” કહિ કરમાં લીધી તાળરે;
કાગળ મૂકયો છાબમાં, ॥ મે’તે સમર્યા શ્રીગોપાળરે. ૫૧૨

### કડવું ૧૨ મું.

ઠાલિ છાબમાં કાગળ ધરી, ॥ નરસૈંમે’તે સમર્યા હરી;
વેરાગી સહુ પુઠે ગાય–નાગરને મન કૌતક થાય. ૫૧૬
વાંકાં વચન બોલે વેદિયા, ॥ મે’તે માધવમાં ભેદિયા.

૫૦૨. द, अ. २, ने सु. १. ‘ શ્રીકાર ’ ને ઠામ ‘ સાર ’ શબ્દ આપે છે.

"જુઓ છાબમાં! મૂકોશોર! આ! નિકળી કમખાની કોર!" ૫૨૦

કહ્યું કોનું કાને નવ ધરે, ॥ મે'તો સ્તુતિ માધવની કરેઃ—
"જય! દામોદર, બાળમુકુંદ,॥ નરકનિવારણ પરમાનંદ.૫૨૪
વિશ્વેશ્વર, વંદ્રાવનચંદ, ॥ દેવકિનંદન, આનંદકંદ,
ગોપિનાથ, ગોવિંદ, ગોપાળ,॥ અનાથબંધું દીન દયાળ! ૫૨૮
હું સેવકની લેજે સંભાળ! ॥ મોસાળાની કરજો ચાલ!
વદને કિર્તન હાથે તાળ, ॥ ન્યાત નાગરી બોલે આળ! ૫૩૨
છે દોહ્યલો લોકાચાર! ॥ લજ્જા રાખજો આણીવાર!
મારો શેઠ તું, નંદકુમાર! શું કરશે પાપી સંસાર? ૫૩૬
તમો પ્રતિપાળો પોતાના દાસ, ॥ માટે મુજને છે વિશ્વાસ,
અમરિષનો નીવાર્યો ત્રાસ, ॥ તમે ભોગવ્યા છે ગર્ભવાસ!૫૪૦
લીધો મચ્છ તણો અવતાર; ॥ શંખાસુર કીધો સંહાર;
કમઠ રુપ ધર્યું, મોરારઃ॥ ચૌદરત્ન મથિ કા'ડયાં બા'ર! ૫૪૪
હિરણ્યાક્ષને નાંખ્યો કાપી; ધરણી થીર કરીને થાપી;
અજામેળ સરખો મહા પાપી,॥ પુત્ર નામથી પદવી આપી; ૫૪૮

૫૧૯. अ. ૨. ને द. 'જુઓ છાબમાં મૂકયું સાર' अ. ૧ 'જુઓ છાબમાં મૂકો ભાર.' અર્થ કે રસ આ બે પાઠમાંના એકમાં નથી.

૫૨૦. ઉપલી પ્રતો કોરની જગોપર હાર આપે છે.

૫૨૧. અહીયાંથી જે સ્તુતિ શરૂ થાય છે તે બધી પ્રતમાં ઘણું કરીને બહુજ જૂદી છે. સુરતની પ્રતોમાં એટલો વિસ્તાર અને નીરસપણું નથી. તે છતાં અત્રે અમદાવાદી પ્રતોનો પાઠ કબુલ રાખ્યો છે.

પ્રહુલાદનિ દોહેલિ જાણી વેળા;॥ પરમેશ્વર પ્રગટ થયા વેટલા:
ધ્રુવનો જનમ મરણ ભય હર્યો,।અવિચળ પોતા સરખો કર્યો; ૫૫૨

પોપટ પઢાવતી પુંશ્ચલી ॥ વીમાને વૈકુંઠ મોકલી;
તમો ઉચ્છિષ્ટ આરોગ્યાં બદરી ॥ તો પરમ ગતિ પામી શવરી ૫૫૬

લગારેક ચરણે નામ્યું શીશ,॥ વિભીષણ કીધો લંકાધીશ;
તાર્યો કુટુંબ સહિત તેં માથી,॥ નવ પામ્યો તે પીડા પાછી ? ૫૬૦

છો દોહુલી બેલાની સાથી !॥ ગ્રાહ થકી મૂકાવ્યો હાથી;
બટુક વેષ થયા વામન, ॥ જાતું રાખ્યું ઇંદ્રસન ! ૫૬૪

પ્રભુ, પંચાળીનું દુખ જાણ્યું,॥ પુર્યાં ચીર નવસેં નવ્વાણું !
કૌરવથી જીતાડયો પારથ !॥ કુરુક્ષેત્રમાં હાંકયો રથ ! ૫૬૮

રુકમાંગદ તાર્યો સંસાર ॥ હરિશ્ચંદ્રની કીધી વાહાર !
શંખ પૂજતો રાજકુમાર ॥ ચંદ્રહાસ રાખ્યો ત્રણવાર! ૫૭૨

તમે સુધન્વા બળતો રાખ્યો,॥ પિતાએ પેણામાં નાંખ્યો ?
વેહેરાતાં નવ રોયો રજ, ॥ મુક્તિ પામ્યો મુરધ્વજ ! ૫૭૬

પાંડવયા ખગ લીધાં રાખી ! ॥ ગજ ઘટાં તે ઉપર ઢાંકી !
વિદૂરની આરોગ્યા ભાજી !॥ તેનિ પ્રિતે થયા તમો રાજી!૫૮૦

સુદામાના લઇ તાંદુલ, ॥ આપી નવનિધ બહુ અમૂલ્ય ?
મદ મઘવાના મનનો હર્યો, ॥ લીલાએ ગોવર્ધન ધર્યો ! ૫૮૪

દાવાનળ પીધો, જદુરાય, ॥ બળતાં રાખ્યા ગોપી રાય !
કુબજાની લીધી આચાર્ય, તમો લોકતણી સહિ ચચાર્યો ! ૫૮૮

અનાથબંધુ ! દીનદયાળ ! ॥ સેવકની લેજો સંભાળ !
તમો છો, દામોદર દક્ષ,–હું સરખા સેવક છે લક્ષ૫૯૨
મારે એક તમારી પક્ષ ! ॥ પરમેશ્વર થાજો પ્રત્યક્ષ !
મારે માથે દુખનાં વૃક્ષ ! તેથી લાજે ૮ મારી પક્ષ ! ૫૯૬
ધનવંત છે નાગરી ન્યાત ! ॥ તેમાં દુર્બળ મારી જાત !
દુખે દમાય તેત્રીશ ક્રોડ ! ॥ કલ્પવૃક્ષને લાગે ખોડ ! ૬૦૦
શોભા વૈષ્ણવની જો ગઇ, ॥ કળા તમારી ઝાંખી થઇ !
સગા મહારા શ્રી પરિબ્રહ્મ ! ॥ તમને નિદ્રા આવે કયમ ? ૬૦૪
સગાં સર્વે બેસાડયાં આણી, ॥ પુત્રીના કરમાંહિ પિંગાણી
છે કંકુ વોહોણી કંકાવટી ! ॥ પુત્રીને થાયે ચટપટી ! ૬૦૮
મધ્યાન ઉપર થઇ બે ઘટી ! ॥ વેહેલા આવો વેળા વટી !
કુંવરબાઇ તારે આશરે ! હું દુર્બળથી અર્થ ન સરે ! ૬૧૨
શું ? સૂતા છો વંદ્રાવનમાંય ? ॥ શું રાધાજી ચાંપે પાય !
લલિતા, વિશાખા.ચંદ્રાવળી, તે શું રમણ કરો છો મલી? ૬૧૬
કે, લંપટ, કો મળિ સુંદરી, ॥ તેણે ભક્ત ગયો વિસરી ?
જાગી જોને ! જાદવપતિ ! ॥ સાંભળ સેવકની વીનતી ! ૬૨૦
કબીરને જેમ કરૂણા કરી, ॥ સમરે દર્શન દીધું હરી !
ભકત એક દામોદરજી, ॥ તેનું પય પીધું તમે હરજી, ૬૨૪
ત્રીલોચનનું મહા દુખ હર્યું, સેવક થઇને પાણી ભર્યું;
અભયદાન કોળીને દિધું ! મીરાંબાઇતણું વિખ પીધું; ૬૨૮

શેના માટે નાપિક થયા, ॥ પવન ફરવાને પ્રભુજી ગયા !
હું તમને કહિ નવ સંભારતો, લાવતો ઘાસ મહિષી ચારતો; ૬૩૨
ન જાણુતો ધોળાપર કાળો, ॥ ભાભીએ મને કીધો ગોવાળો !
સદાશિવે મને કીધો દાસ; દેખાડયો મને અખંડ રાસ ? ૬૩૬
મેં જોયો તમારો વિલાસ ! ॥ તેવો મેં કીધો અભ્યાસ !
લોક બોલે મને ઉપહાસ, મ્હારે મન તારો વિશ્વાસ. ૬૪૦
બોલાવીએ પોતાનો કહી, ॥ તેને, ત્રીકમ તજિયે નહિ !
ખિચડો જમાડવા આવ્યા નાથ ! હું માટે કીધા પંચહાથ ! ૬૪૪
હું મધરાતે તરશ્યો જાણી, ॥ ઝારી લેઇને પાયું પાણી :
મને સાચો કીધો કોડિવાળા, હુંડી સકારી શ્રીગોપાળ ! ૬૪૮
તે રીતે મોસાળું કરો ! ॥ ઠાલી છાબ સોનૈયે ભરો !
જો નહિ આવો, સુંદર શામ, ॥ તો છે નાગર સાથે કામ !

### વળણ.

"નાગર સાથે કામ છે, ॥ સમજી લેજો વાત રે !
શુણિ નરસિંયાની વીનતી, ॥ ઉઠી ધાયા વૈકુંઠનાથ રે ! ૬૫૨

## કડવુ ૧૩ મુ રાગ પ્રભાતી.

ભગવાન ઝબકીને મામેરાની તૈયારી કરે છે.

ઉધડકી ઉઠિયો વેગે વૈકુંઠ પતિ;
"ગરૂડ ક્યાં ? ગરૂડ ક્યાં ?" વદત વાણી.
"ચાલ ચતુરા," ચતુર્ભુજ ભણે "ભામિની,

નષ્ટ નાગરે મારી ગત જાણી! ૬૫૪
નરસૈંયો નાગરો, ભક્ત તે માહરો!
છાબ ભરો તેહની!-સિદ્ધ થાઓ!
જન ઘણા હઠ કરે;-ગયા વિના નવસરે;-
રિદ્ધિ સિદ્ધિ લઇ સખી અગ્ર જાઓ! ૬૫૬
હાથ હેમ સાંકળાં, નંગ બહુ નિર્મળાં,
શુભ શણગાર જઇ અંગ સારો!
રીત ને, ભાત, રોકડ રખે વિસરો!
દીન થઇ કરગરે દાસ મારો! ૬૫૮
ચીર ચરણાં ઘણાં-હોય ચતુરે વણ્યાં
અધિક એક એકથી મૂલ જાણો!
સ્વપ્ને નવ પડે-નામ કો નવ જડે-
અંગ આળસ તજી તેહ આણો! ૬૬૦
ઇંદ્ર બ્રહ્મા જેનો પાર પામે નહી
માગે મુખ બોલતાં વદત વાણી,"
નાથ લક્ષ્મી તણો એણી પેરે આવિયો,
અગણિત ગાંઠડી મંગ આણી. ૬૬૦

ભગવાન વેપારીને વેષે મંડપમાં આવે છે.

### રાગ મારૂ.

ભક્ત નરસૈંયાનું દુખ જાણી, ॥ ઉઠિ ધાયા પુરૂષપુરાણી રે;

થયા શેઠ તે સારંગપાણીરે,॥ સાથે લક્ષ્મીથયાંશેઠાણી, ૬૬૪
મંદ સુનંદ ગરૂડ સાથેરે,॥ વસ્ત્ર ગાંઠડા તેને માથેરે.
એક નૌતમ વે'લ ઘડાવીરે,॥ તેની સાંગી તેહહીરે જડાવીરે.
૬૬૮
ફરતાં પર્વાળાં વળિ ફરફરે,॥ ચાર પાસથી ચુની ચળકેરે,
રથ ઉપર બેઠા શ્રીગોપાળરે, ઘમકે ઘોરી, ને ઘુવરમાળરે!
૬૭૨
લોકે ઓળખ્યા નહિ જગદીશરે, સાથે વાણોતર દશવીશરે;
સર્વ જોઈજોઈ વિસ્મય થાયરે-પ્રભુ આવ્યા મંડપમાયરે!
૬૬૭
છડીદાર વાટ મુકાવીરે, નાગરિ નાત જોવાને આવીરે;
'આવેદેવારિયોકુળઆવ્યોરે! સાથેગાંઠડિયોશિદ લાવ્યોરે'
૬૮૦
કો ન જાણે ત્રિભુવન ભૂપરે--વહાલે લીધું વણિકનું રૂપરે?
રથઉપરથી ઉતરીયારે, હળવે હળવે સભામાં સાંચરિયારે.
૬૮૪
ખટ દર્શને ખોળયોરે ન લાધેરે; જેતે ઉમયાવર આરાધેરે
ન જડે ધ્યાને, દાને બહુજાગેરેતેઃ હિંડે છે અણવાણે પાગેરે!
૬૮૮
ચૌદ લોક તણો મહારાજારે, મે'તા માટે થયા બજાજારે!
વાગો શોભે કેસર છાંટેરે, બાંધો પાઘડી અવળે આંટેરે;૬૯૨

૬૬૯. ૬૭૨. એ કડી सु ૧ સિવાય કોઇ પ્રતમાં નથી.
૬૭૭. द. अ. ૨. 'જાગે' ઠેકાણે 'ગયો.'
૬૮૦. द. अ. ૧. सु. ૨. એ સઘળા ફારસી શબ્દ બજાજ ન સમજી એના અર્થ રહિત ગમે તેવાં રૂપ આપે છે.
૬૮૪. अ. ૧, 'કર પુંચી સોના માદળિયાંરે' अ. ૨. 'તેનાં દત્ન ન જાયે ગણિયાં રે' सु. ૧. માં એ કડીને सु. ૨. માં એ ચરણ નથી.

કાને કુંડળ હીરે જડીયાંરે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાંરે;
એક લેખણ કાને ખોશીરે, ધર્યું નામ દામોદર દોશીરે, ૬૧૬
ઝીણા જામાં, ને પટકા ભારેરે–હરિ હળવે હળવે પધારેરે.
ખાંધે પછેડી ઓઢી નાથેરે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથરે. ૭૦૦
વીટી વેળિયાં કરઆંગળીયેરે, સાદાં મોજાંપહેર્યાં શામળીયારે
ઘણા વાણોતર છે સાથેરે, કોણે ઝોળો ગ્રહ્યો છે હાથેરે. ૭૦૪;
સેવક સેવા માંહે સજરે, ઓધવના કરમાં ગજરે.

## લક્ષ્મી સ્વરૂપ.

પ્રભુ પૂછે કમળા રાણીરે, સભા મોહી જોઈ શેઠાણીરે !
ઉતર્યાં નાગરીના અભિમાનરે ! જાણે ઉગ્યા શશિયર ભાણરે !
વિશાળ લોચન ચંચળ ચાલરે ! કે શું ખંજન પડિયાં ગાલરે.
૭૧૨
છે અધર બિંબ પરવાળીરે, ઉપર ઢળકે વેસરવાળીરે;
બાજુબંધ ગજીબંદ માળરે, નવસર હાર તે ઝાકઝમાળરે.૭૧૬
કટિ ધમકે ક્ષુદ્રઘંટાળીરે, પે'રણુ ચંપકવર્ણી સાડીરે;
ઢળકે ઉજ્વળ પોલરાં પાગેરે, વિંછુવા અણુવટ વાગેરે.૭૨૦
જડાવ ચુડાકાંકણુ ખળકાવેરે–માયા મેહેતી રૂપે આવેરે !
મોહી સભા અંબાને નિરખીરે ! દેવી દીસે વાણીયણુ સરખીરે!
૭૨૪
લલિતા વિશાખા ખવાસીરે, ભક્તિ મુક્તિ ચારે દાસીરે !

૭૦૪. द, अ. ૨. ' મસ્તક ઉપર વેણ વિશાળીરે '
૭૧૦. રવને ઠેકાણે अ. ૨. 'ઠેકમકે,' सु. ૨. છંદ 'ને द' બહુ.

આવ્યા સજોડે દેવાધિદેવરે, મે'તે ઓળખીયા તતખેવરે;૭૨૮
'ભલે આવ્યા! શેઠ શામળીયારે'! મે'તો માધવજીસું મળીયારે!
ભેટતાં બોલ્યા સુંદર સામરે, "મારૂં પ્રગટ ન લેશો નામરે !
૭૩૨
રખે વાત અમારી ચર્ચોરે ! તમારે જે જોઇએ તે ખર્ચોરે !
કુંવરબાઇના પૂરો કોડરે,' એમ કહિ બેઠા રણછોડરે. ૭૩૬
પછે સભા સહુ ભળતાંરે, હરિવચન બોલ્યા છે વળતારે,
'જાઓ શેઠાણી, દુખ કાપોરે! કુંવરબાઇને રૂદયાસું ચાંપોરે!
૭૪૦
કહેતામાં કમળા હિંડયાંરે, કુંવરબાઇને રૂદેસું ભીડયાંરે.
મારી મીઠી ન ભરીયે આંસૂરે? તેડો ક્યાં છે તમારી સાસૂરે?''
૭૪૪
મળી નાગરિ સેં બેચારરે, જોઇ રૂપ મેલ્યો હુંકારરે.
વેહેવાણુ કમળાને પૂછેરે, 'મે'તા સગપણ શું છેરે?'' ૭૪૮
કોકિલાસ્વરે અમૃત વાણીરે ॥ તવ હસિને બોલ્યા શેઠાણીરે,
વેહેવાણતમોએશુંનજાણિયારે॥ તમો બ્રાહ્મણનેઅમોવાણિયારે
૭૫૨
વેપાર દોશીનો, ઘેર કોટીરે, અમારે ઓથ નરસીંની મોટીરે;
અમો ધન મે'તાનું લીજેરે, વેપાર કાપડનો કીજેરે.૭૫૬
અમો આવ્યા મોસાળું કરવારે, ઠાલી છાબ સોનૈયે ભરવારે;
મે'તે જે જે વસ્ત્ર મંગાવ્યાંરે, અમો લખ્યા પ્રમાણે લાવ્યારે."
૭૬૦
એવું કહિ બેઠાં શેઠાણીરે, સહુ નાગરી સાંસે ભરાણીરે !
તેડયા શ્રીરંગમેહેતો વેહેવાઇરે, ઉઠિ ભેટયા શ્રીજદુરાઇરે.
૭૬૪

૭૫૨. સુ. 'સૌ નગરિ મુખ કમાણીરે' અ, ૧, માં તો કેવળ જોટી. કહાડેલીજ નથી લીટીછે.

ત્યારે વિસ્મે થયા સહુ નાગરરે, ભરી છાબ તે કરુણાસાગરરે!
મેહેતાને કહે વનમાળીરે, 'કરો પેહેરામણી સંભાળીરે. ૭૭૮

વળણ.

સંભાળિ કરો પેહેરામણી," એમ કહે સુંદર શામરે;
"વળી ઘટે તેવું સોંપજો, અમ વણોતર સરખું કામરે! ૭૭૭

## કડવું ૧૪ મું રાગ કેદરો.

કુંવરબાઇ હરખથી પુલાઇ જાય છે.

મહેતાજીએ તેડી દીકરી, 'જુઓ, છાબ શામળિયે ભરી!
પેહેરાવો સહુન્યાત નાગરી! આવો આવો અવસર નહિ
આવે ફરી! ૭૭૪

કુંકાવટિ કર માંહે ધરી, સાસુ પાસે વહુ સાંચરી;
હાકીને ગર્વે ઓચરી, "જુઓ છાબ સોનૈયે ભરી! ૭૭૮
વૈષ્ણવ કહિને દેતા ગાળ, 'એ મોસાળું શું કરશે કપાળ'
નંધા તિલક, ને તુળસીમાળ, તાળે વશ કીધા ગોપાળ! ૭૮૨
જુઓ! કમાઇતે દુર્બળ ડોસા તણી! જીવે છે ગુણ હરિના ભણી!
લખ્યાથિ આશા હોય જો ઘણી, માગીલો, બાઇ, પેહેરામણી!"
૭૮૬

પેહેરામણી વેહેંચાય છે.

સાંભળિ કુંવર વહુની વાણી, સાસુએ તેડયાં ગોર ગોરાણી.
પૂજ્યા પાગ કરમાં પિંગાણી, ઉમાં મહેશ્વર આપ્યું આણી;
૭૯૦

૭૭૨. અ. ૧. બ. ૨, દ. 'સોંપજો' ને ઠેકાણે 'માગજો.'

પછે નાગરની ભિડઘણી ભાળી, પછેડીની પળવટવાળી,
છાબ પાસે આવ્યા વનમાળી, છોડિ ગાંઠ વસ્ત્ર આપે ટાળી; ૭૯૪
મેતાજી કહે 'લો દીકરી, આ સસરાને આપો પામરી.
ઘડિ જરકસિ વાગાની કરી, હેમ સાંકળી ઉપર ધરી. ૭૯૮
એ વરના મુખ આગળ ધરો, નીચું જોઈને પાછાં ફરો.
પે'રામણિ મનમાનતિ કરો, રખે પગલું પાછું ભરો; ૮૦૨
સજોડે તેડયાં જેઠ જેઠાણી, આઠ વસ્ત્ર પે'રાવ્યાં આણી;
પ્રીતે પૂજ્યાં દિયર દેરાણી, બુસટિયો તવ બોલ્યો વાણી; ૮૦૬
"જ્યાં નરસૈયો ત્યાં નવનીધ, દીયરિયો બેઠા હઠ કીધ."
પાંચ મોર' સોનાની લીધ, પછે પે'રામણિ ચાલતિ કીધ. ૮૧૦
નણુદીચે પેરામણિ તવ અટકાવી, કુંવરબાઇ પિતા કને આવી.
રાખડિ બે તોલાની લાવી, દશ તોલા આપી સમજાવી. ૮૧૪
આપ્યાં સાસુને સોળ શૃંગાર, પે'રાવી કીધા નમસ્કાર.
તવ કોપ્યા વડ સાસુ અપાર, સર્વ કુટુંબનો કીધો તુછકાર.
૮૧૮

૭૯૪. द. अ. २. 'આઠ વસ્ત્ર આપ્યાં તેને આણી.'

૮૧૦. બધામાં કીધા ને લીધા છે પણ એ કડવાગાં બધે ચારે ચરણની પ્રાસ ચાલી આવે છે તેથી અહીયાં પણ કવિએ ન રાખી હોય એમ સંભવતું નથી. એમાં પણ બીજા ચરણને અંતે લીધ અને ત્રીજાને અંતે દીધ મૂકીએ તો એ છંદ સંપૂર્ણ થાય.

### વલણ.

તુચ્છકાર કીધો ડોસિયે, "પે'રામણી પે'રૂં નહીં !
વડી વહુવર આગળ થઇ ? ને હું ઘરડી બેસી રહી ?" ૮૨૦

### કડવું ૬૫ મું રાગ રામગ્રી.

વડી વે'વાણ રિસાયાં જાણી, લક્ષ્મિજી પાસે આવ્યાંજી;
સારૂ ખિરરોદક ખાંધે મૂકી, ડોસીને સમજાવ્યાંજી.
જેજેકાર થયો મંડપમાં ! ગીત ગાય છે રામાજી !
મોસાળું તે મેતાજીનું બીજા સર્વ ભામાજી ! ૮૨૪

### પેહેરામણીની લુટાલુટ.

મનવાંછિત પે'રામણી દેખી, માંડી તેડાતેડજી;
પોતે પોતાનાં સગાં તેડયાં, જેની જ્યાં સગવેડજી.
ઘરઘર વાત થઇ નાગરમાં, "મે'તો કરે મામેરૂજી."
વિચાર કરતી અવળા ધાએ, મન ગમતી સાડી પે'રૂંજી. ૮૨૮

૮૨૦. માત્ર द. ' એમ કહિ ઉઠી નીસરી ॥ જઇ મંડપ બહાર ઉભી રહી.

૮૨૩. द. ને अ. ૨. સિવાય કોઇ પ્રતમાં એ લીટી નથી. કેટલીએકમાં તો એ જગોપર કાંઇ ફેરફાર સાથે ૮૨૫ મી લીટી છે, અને ૮૨૬ મી બિલકુલ નથી. સુરતની બંને પ્રતમાં 'જેજેકાર થયો મંડપમાં ગીત ગાય છે બેહાંરે ॥ મન ગમતી પે'રામણી દેખી માંડી તેડા તેડીજી ' એમાં જો ઉપલા ચરણમાં ' ગોરીઓ ગાય બેઠીજી ' એ પ્રમાણે ફેરફાર કરીએ તો કડી બેસે. अ. ૧. માં તો પાંચ દશ લીટીઓની શબ્દ રચના કોઇએ બેશક ફેરવી નાંખી છે.

ચાર વર્ણ જે ચરણે ચાલે તે, આવ્યાં મંડપ માયજી !
પળવટ વાળી શ્રી વનમાળી, તત્ક્ષણ આવ્યાં ત્યાંયજી !
મે'તો ઉભા તાળ વજાડે ! ગાય વેરાગી ગીતજી !
શિખવે સાસૂ કુંવર વહુને પે'રામણિની રીતજી. ૮૩૨
શ્રીરંગજીને શામળ મે'તો પામ્યાં આછાં શેલાંજી;
હેમજી ખેમજી મે'તાને બાંધે દશેક મેલ્યાજી;
પાર ન આવે પામરિઓનો; પટકા જાય ન ગણિયાજી.
કોને મુગટા; કોને પિતાંબર; કોને શેલાં શણિયાંજી; ૮૩૬
મણિયાં, દોરિયાં, અસાવળી કોને પટુ શાલજી.
ગુચ્છપેચ પાઘડીયો તોરા દીરા ઝામ ઝમાલજી !
પાયઝામા, નીમા, પછેડી, જામા અવળા બંધજી !
વસ્ત્રતણો વરસાદ વરસ્યો. જ્યાં દોશી કરૂણા સિંધુજી !૮૪૦

૮૩૪. મેહેતાની જગોપર 'મે'તાજીને' કરીએ તો ચરણ નિયમિત થાય. બધી પ્રતમાં द. 'સિવાય' દશેકને ઠેકાણે ખિરોદક છે.

૮૩૪. अ. 'કભાય દોતાને પામરિયો ॥ પટકુળ ન જાય ગણિયાંજી' सु. ૮. 'પ્રભાય કુતીને પત્મરિ પટકા ॥ નામ ન જાયે ગણિયાંજી' द. 'કંભાયકોને પામરિ પ-ટકા ॥ નામ ન જાયે ગણિયાંજી' सु. ૨. માં છેજ નહિ.

૮૩૬. अ. ૧. सु. ૧. 'પિતાંબર' ની જગોએ 'સાળુ' सु. ૨. માં નથી. પેહેરામણીની ટીપની પેઠે અહીં-યાં પણ હવેથી બધી પ્રતોમાં ફેર બહુ છે. અત્રે ઘણો ખરો अ. ૧. નો પાઠ આપ્યો છે.

બાજુબંધ બેરખા અતિસુંદર, વેડ, વીંટીચો, છાપજી,
ધુગદુગિ માળાને માદળિયાં, મોતીનું નહિ માપજી.
કંદોરા, દોરા, ને કંઠી, પોંચી, સાંકળિ માળજી;
કોને મુક્તાફળના કુંડળ-જડાવ ઝાક ઝમાળજી! ૮૪૪
પેરામણિ પૂરૂષોને કીધી, તેડયો અવળા સાથજી,
પિચળ કાંઠિને ખાંધે મૂકયાં, પટકુળ નાના ભાતજી,
ગંગાવહુને ગજીયાળી સાડી; સુંદરવહુને સાળૂજી;
ગોરે અંગે સઘળું શોભે, માંહ્ કાપડું કાળુંજી! ૮૪૮
છબિલીવહુને છાયલ ભારે, ભાત તે રાતી ધોલીજી;
કોડવહુને કલઘર આપી; પ્રેમવહુને પટોલીજી;
રામકુંવરને કૃષ્ણકુંવરને આપ્યાં ભારે ઘાટજી;
છેલવહુને છિંટજ આપી; નાનીવહુને નાટજી; ૮૫૨
પાનવહુને પિતાંબર આપ્યું; તાકે બચ્ચી બાઈજી
રૂપકુંવરને રાતો સાલું, દેવકુંવરને દરિયાઈજી,
જશમાંદે, જશોદા જીવી, જમના, જાનકીવહુએજી.
ચરણાં, ચોળી, ને ઘરસાડી પેરી ઉભા સૌએજી. ૮૬૩

માનબાઇ, ને વેલવહુ, ને રંભાવતિ, ને રૈયાંજી,
જુના કા'ડિને નવાં પે'રે હેઠાં મૂકી છૈયાંજી.
છાબનિ પાસે છાબિલો બેઠા, જે જોઇએ તે કા'ડેજી;
મજીઠિયા મશરૂના કમખા, ગજે ભરીને કાડેજી. ૬૮૦
પાટ પિતાંબર, અતલસ અંબર, ચોલે રંગે ચીરજી.
સાડી જરકશિ, ને ઓઢણિયો—દાળે નવરંગ હીરજી.
કેશર છાંટયા ધોલા સાલૂ, ફરતી ઝલકે કોરજી !
ચંદ્રકલા, ને મોરવિ શોભે ! દરિયાઇમાં દોરજી ૮૬૪
અતલસ પાંચપટા નવરંગી ॥ આભૂષણ અપારજી
જડાવ વીંટી સુંદર શોભે ॥ તેજ તણો નહિ પારજીઃ—
કોને અકોટી; કોને ત્રોટી; ગલૂબંધ બહૂ મૂલજી;
કોને ભમરી; કોને સેંથો; ત્રસેંથિયાં શિશ ફૂલજી ! ૮૬૮
કો મે'તા પાસે માલા માગે, ઉભી રહી કરજોડેરે;
કેટલીએક પોતાના બાલક મે'તા આગલ ઓઢેજી

વલણ.

ઓઢે બાલક આણે કાંઇ આપે, મનવાંછિત પામ્યા સહૂ;
સાસરિયાં સર્વે વખાણે, "પિયરપનોતી કુંવરવહુ." ૮૭૨

કડવું ૧૫ મું રાગ ધનાશ્રી.

કોડ પો'તા કુવરવહુના ! ભાગ્યું ભવનું મે'ણુંજી !
મનવાંછિત પે'રામણિ પામ્યાં, જેને જેવું લેણુંજી !
નાગરિ ન્યાત, કુટુંબ, પડોશી, ચાકર, કોલી માલીજી
પેરામણિ સહુકોને પો'તી !—વાચા પ્રભુએ પાલીજી! ૮૭૬

ભગવાન અંતર્ધાન થાયછે.

સોળ શણુગાર કુંવરબાઇને, આપી દીધું માનજી;
કનક પાં'ણુ બે છાબમાં મૂક્યા હરિ હવા અંતર્ધાનજી !
સભા સહૂકો વિસ્મય પામી, "અલૌકિક શેઠશેઠાણીજી !"
મે'તાને પાગે સહુકો લાગે ! ભક્તિ સાચી જાણીજી !૮૮૦

## નણંદને કૂડું પડે છે.

કુંવરબાઇની નણુદી આવી, બડબડતી મુખ મોટજી;—
"પે'રામણિ કોને નવ પોતી ! કો'ડિ વે'વાઇએ ખોટજી !
પે'રામણિ પરન્યાતી પામ્યા ! ઘરના માણુસ ગયા ભુલીજી !
એક કડકો કાપડું નવ પામી પુત્રિ મારી ફુલકૂલીજી ! ૮૮૪
મને આપ્યું તે પાછું લો, ભાભી, રાખડી બંધામણુજી !
નામ મે'તો, પણુ નહોય નાગર ! દીસે દુર્બળ બ્રાહ્મણુજી !"
કુંવરબાઇ પીતા કને આવ્યાં, "ઓરે બાપજી શું થાશેરે ?
આટલું ખરચે મે'ણું રહ્યું તે, હવે કેમ જીવાશેજી ? ૮૮૮
વિસરી દિકરી નણુદી કેરી, નાનબાઇ તેનું નામજી !
છ મહિનાની છે તે છોકરી ! એક કાપડાનું કામજી ! "
મે'તોજી કહે "પુત્રી મારી ! સમરો શ્રીગોપાળજી !
એક તાંતણો હુંથી ન મળે ! બેઠો વજાડું તાળજી !" ૮૯૨
ફરી ધ્યાન ધરિયું માધવનું, "ત્રીકમ ! રાખજો ટેકજી !"
પંચ રંગનું ગગન વિષેથી પડયું કાપડું એકજી !
નણુદી સંતોખી કુંવરબાઇની, મે'તે માગી વિદાયજી,

સહુઅ મોર સોનાની રોકડિ, મુકી છાબને માયજી. ૮૯૩
નાગર લોક સહુ પાયે લાગે, પ્રજા કરે વિખાણુજીઃ—
"નાગરિ ન્યાતે મો'ટો નરસિંહ ! માથે સારંગપાણુજી !
ધન્ય મેતાજી ! તમ સમોવડ, આ કળિયુગમાં નો'યજી !
નાગરિ ન્યાતનો મહિમા રાખ્યો ! ઉજળું કિધું સૌ કોયજી ! ૯૦૦
અમને તો વિશ્વાશે નો'તો જે, મે'તો કરે મા'મેરૂંજી;
સર્વની લજ્જા પ્રભુએ રાખી, મેંણું ટલ્યું ભવ કેરૂં.જી;"
પછે મે'નોજી વિદાય માગે, બોલે બેહુકર ઓઢીજી;
"કુંવરબાઇને વોળાવો, વે'લ આણી છે જોડીજી." ૯૦૪
પછે કુંવરભાઈ વે'લે બેશી, જૂનેગઢ જાયજી;
સહુકો વળાવી પાછાં વળિયાં ધન ધન વૈકુંઠ રાયજી !
બીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામજી,
ચાતુર્વંશી જ્ઞાતી બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામજી. ૯૦૮
સંવત સતર ઓગણુચાળો, આશોશુદિ નવમી, રવિવારજી.
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધિ વિસ્તારજી;
પ્રીત કરી જે ગાય સાંભળે, દારિદ્ર તેનું જાયજી !
કહે પ્રેમાનંદ પ્રેમે સર્વને, હરિ રાખો મન માયજી ! ૯૧૨



# ટીકા.

'મામેરૂં.' મોસાળું એ શબ્દમાં ભેદ ગણીએ, તો ગણાય કે મોસાળથી આવે તે મોસાળું. ને મહીયરથી આવે તે મામેરૂં, હાલ ઉત્તર ગુજરાતની બોલીમાં એવો ભેદ છે. પણ પ્રેમાનંદ કવિએજ એ શબ્દ અત્રે દશવીશ વાર વાપર્યા છે તેથી સુરતી પ્રયોગ ખોટો કહી શકાતો નથી.

૧. 'શ્રી' (स) લક્ષ્મી; શોભા; (નામની જોડે વિશેષણ રૂપે આવે ત્યારે) શોભાયમાન, એવે પ્રસંગે એ માન વાચક છે.

ગુરૂ (स॰). મોટા, ભારે,-શિક્ષક—ધર્મનો શિક્ષક,—ગણપતિ (स). (ગણ=ટોળું. જગત, શિવજીના ગણ+પતિ=ધણી). મહાદેવનો પુત્ર, બુદ્ધિ પ્રેરક, અને સિદ્ધિનો આપનાર એ દેવ છે. તેથી શુભ કામમાં હમેશાં એની સ્તુતિ થાય છે. થોડાંજ હિંદુકાવ્યમાં ગણપતિનું મંગળાચરણ નથી એ દેવને હાથીનું મસ્તક અને ઉંદરનું વાહન કલ્પ્યું છે.—શારદા. (स) વિદ્યાની-કવિતાની દેવીએ બ્રહ્માની પુત્રી કહેવાય છે.

૨. સમરૂ. (स). સ્મર=યાદ કરવું—સર્વદા. એનો અન્વય સુખદાઇ સાથે, 'સમરૂ' સાથે કરલો એ ઠીક નહિ.

૩-૪. મુદા. (स.) ખુશીથી. (મુદ+આ) વિભક્તિનો પ્રત્યય પણ સંસ્કૃતજછે. મનસા, વાચા, કર્મણા વગેરે થોડાજ શબ્દમાં એમ થાય છે-મહેતા. (स. મહિત=મોટા.) ભણાવનાર મેહેતાજી:-કારકુન—વડનગરા નાગર બ્રાહ્મણોમાંથી જે ટોળું ઘણાં વર્ષો થયાં ભિક્ષાવૃત્તિ છોડીને રાજકારભારનો ઉદ્યોગ કરે છે, અને જેઓ ગૃહસ્થ નામથી પણ ઓળખાય છે તે; આ ઠેકાણે નરસિંહ મેહેતા.—તણું ને કેરૂં એ છઠી વિભક્તિના પ્રત્યયો પદ્યમાં વપરાય છે.

ઢાળ. એ જાતનું માપ ગુજરાતીમાં બહુજ વપરાયું છે

એમાં ત્રણ અને ચાર માત્રાનાં સમક બધા મળીને ત્રણ અને ઉપર વધારામાં ગુરૂ લઘુ આવે છે. એમાં તાળ ત્રણે સમકની પેહેલી માત્રા ઉપર અને પેલા ગુરૂ ઉપર પડે છે. વખતે ચરણની આગળ પાછળ બે માત્રા વધારાની હોય છે.

૫. **મામેરૂં મહેતા** તણું. એ ઉપવાક્યની પુનરુક્તિ કવિના મનની આતુરતા બતાવી રસમાં વધારો કરે છે. **પદબંધ કરવા** એને સંયુક્ત ક્રિયાપદ ગણ્યા વિના છુટકો નથી. પદનો મૂળ અર્થ પગ, પણ છંદના હમેશાં ચાર ભાગ પડી શકે છે તેથી તેના ચતુર્થાંશને ૧પંગળમા પદ, પાદ, અથવા ચરણ કહે છે.—**આશ.** (સં.) આશા. "મનેછે" એવો અધ્યાહાર છે.

૬. **નરસિંહમેહેતા** વડનગરો ગૃહસ્થ ભકતપણાને માટે આખા ભરતખંડમાં ઘણું કરીને પ્રસિદ્ધછે. ગુજરાતી ભાષાનો એ આદ્ય કવિછે. આણી તરફ બ્રાહ્મણમાં પહેલ પેહેલો એજ વૈષ્ણવ થયો હોય એમ લાગે છે. એ કારણને માટે એને ન્યાતવાળાઓએ દુઃખ દેવામાં કાંઇ કસર રાખી ન હતી. ઢેડાનું ખાધું એવો આરોપ મૂકીને એને એકવાર ન્યાત બહાર પણ મુકયો હતો. પણ એ ભકતરાજ પોતાના દ્દઢ નિશ્ચયમાંથી કોઇ પ્રકારે ડગ્યો નહી. એ વિષ્ણુસ્વામીના મતને અનુસરતો કહેવાય છે વેદાંતનો અનુભવ સારો જણાયછે. એને કેટલેક પ્રસંગે ભગવાને સાક્ષાત આવીને સહાય કીધી હતી એમ જનવાર્તા છે એ જુનાગઢના છેલ્લા મંડળીક રાજાના વખતમાં થઇ ગયો છે. એને દુઃખ દીધું હતું માટે શ્રાપથીજ તેનું રાજ ગયું અને ધર્મ ભ્રષ્ટ થવું પડયું એવો જન વિચાર છે.—**ભકત** (સં) ભજ=ભજવું સેવા કરવી, ચાકરી કરવી,—**જુનાગઢ** (સં) જીર્ણગઢ ગિરનાર પાસે કાઠીઆવાડના સોરઠ પ્રાંતમાં એક ઘણું જુનું શેહેર.

૭. **વચન.** (સં.) (વચ=બોલવું) આ જગોપર કહ્યું

બોલ મેહેણું.—**દાઝ** (**સં**) દાહ. (દહ=બળવું)

૮. **પરિત્યાગ.** (પરિ=આસપાસ, કોઇ વેળા સંપૂર્ણ+ત્યજ,=છોડી દેવું)—ઘર. (**સં**) ગૃહ. (ગૃહ=લેવું, પકડવું.)

૯. **અપૂજ્ય.** કોઇ વખત ન પૂજાએલું. એવા દેવનું પુજન કીધામાં બહુ પુન્ય ગણાય છે. "જ્યાં હતું" એવો અધ્યાહાર છે.—**શિવ.** મૂળ અર્થ કલ્યાણ કર્ત્તા. હિંદુઓમાં બ્રહ્મા, વિષ્ણુ શિવએ ત્રણ દેવ મુખ્ય મનાય છે, તેઓ પરિબ્રહ્મની ઉત્પન્ન કરવાની, પાલણ કરવાની, અને સંહાર કરવાની ત્રણ શકિતઓનાં અનુક્રમે સાકારરૂપ છે. શિવ દયાળુ ભોળા, અને વરદાન આપવામાં બહુ તત્પર ગણાય છે.

૧૧. ઉપવાસ. (**સં**) (ઉપ=પાસે હલકી રીતે+વસ=રહેવું)—**સાત.** સપ્ત સં)—**તવ.** હિંદુસ્તાની 'તબ) જુની ગુજરાતીનો 'તઉ' ને હાલનો 'તો' એ સઘળા એકજ શબ્દનાં રૂપાંતર છે.

૧૨. **વિકાશવું.** પોહોળું થયું. (**સં.** વિ=વિશેષ કરીને+કાશ=પ્રકાશવું, ખીલવું). આ જગોપર કવિએ બહુ સુંદર ચિત્ર આપ્યું છે.—**પ્રભુ** (**સં**) (પ્ર=ઉત્કૃષ્ટતાથી=ભૂ+હોવું.) ધણી, પરમેશ્વર આ ઠેકાણે મહાદેવ.—**તતખેવ** તેજ ક્ષણે.

૧૩-૧૪—**કપુર્ગૌરસ્વરૂપ શોભા** વગેરે એ કડીના ચારે ઉપવાક્ય બહુ વ્રીહી સમાસના છે, અને 'પ્રભુ'નાં વિશેષણ છે.—**જાન્હવી.** જન્હુરૂષિની પુત્રી, જેન્હુરૂષિની જાંઘમાંથી નીકળેલી. **નિળવટ** કપાળ.

૧૩—**વાઘાંબાર**-વાઘના ચામડાનું વસ્ત્ર. (**સં**) અંબર=વસ્ત્ર—**ગજચર્મ** (**સં**) હાથીનું ચામડું. શિવે હસ્તિરૂપ એક રાક્ષસને માર્યો હતો ત્યારથી તેનું લોહીએ નીતરતું ચામડું હમેશાં તે ઓઢીને ફરે છે એ કથા પુરાણ પ્રસિદ્ધ છે.

૧૬. અગીઆરમી લીટીથી અહીંયાં સુધીનો ભાવાર્થ:—

"નરસિંહમેહેતાએ સાત અપવાસ કર્યા ત્યારે મહાદેવજી

પ્રસન્ન થયા, અને તેજ ઘડીએ કમળની પેંડલિંગ પોહોળું થઇને તેમાંથી પોતે પ્રગટ થયા, કપુરના જેવી જેના ગોરા શરીરની શોભા છે. જેણે ઉમયાજીને અર્ધાંગે રાખ્યાં છે; જેની જટામાં ગંગાજી બિરાજી રહ્યાં છે. ક-પાળે ચંદ્રમાં ઝગઝગાટ થયા કરે છે. જેણે કોટમાં માણસોનાં માથાનો હાર, અને શરીરે સાપના ઘરેણાં ઘાલ્યાં છે; વાઘ અને હાથીના ચામડાનાં વસ્ત્ર ધારણ કીધાં છે; અને ડાક, ડમરૂ, શંખ ને રણશિંગા જેના હાથમાં વાગી રહ્યાં છે—એવા પરિબ્રહ્મના મેહેતાજીને દર્શન થયાં" આ સઘળું વર્ણન પુરાણોકત છે.

૧૮—**ઉમયાનાથ,** ( **सं** ), ઉમા=પાર્વતી+નાથ=ધણી. મહાદેવ, શિવ.

૧૯. સ્વામિન્ (**सं**). ગુજરાતીમાં ઘણાખરા સંસ્કૃત શબ્દો પ્રથમાવિભકિતને રૂપેજ આવેલા છે, પણ સ્વામિન્. રાજન વગેરે થોડાએક શબ્દો મૂળ રૂપે પણ વપરાય છે. પ્રથમમાં તો 'સ્વામી' થાય છે.

૨૦ **દર્શન** (**सं**). દશ=જોવું.

૨૧ **સાધુ** ભલો. પ્રમાણિક વેરાગી એ તો લાક્ષણિક અર્થ છે. સંસ્કૃતમાં એ શબ્દ કેવળપ્રયોગી અવ્યય પણ થાય છે. ભલે, વાળ્વા ઠીક, શાબાસ, ખુબ—**મુક્તિ** (**सं**), (મુચ=છોડવું) સંસારના બંધનમાંથી છુટવું, મુકિત ચાર પ્રકારની ગણાય છે;–૧ લી સલોકતા, સંસારમાંથી છુટીતે પરમેશ્વરના ધામમાં જવું; ૨ જી સમીપતા, પરમે-શ્વરની પાસે રહેવું; ૩ જી શરૂપતા=પરમેશ્વર સરખા થઇ જવું; ૪ થી સાયુજ્યતા=બ્રહ્મમાં સમાઇ જવું; વેદાંતપક્ષે સાયુજ્યજ ખરી મુકિત છે.

૨૨. **અખંડ** (**सं**). (અ=નહિ+ખંડ=ભાગવું) કદી બં-ધ ન પડે એવી—વ્રજ. ગોકુળ મથુરાની આસપાસનો મુ-

**લક.** ત્યાં કૃષ્ણુનો જન્મ થયો હતો, અને ત્યાં હમેશાં અદૃશ્ય સ્વરૂપે તે રાસ લીલા રમ્યા કરેછે એમ મનાય છે.—**હાર**-(હૃ=લઇ લેવું.) જગત પાપ તથા દુઃખ હરી લેનાર શ્રીકૃષ્ણુ, એજ અર્થમાં ' હર ' શબ્દ મહાદેવને લાગે.—**રાસ** ( રસ=સ્વાદ લેવો, મઝા કરવી ) સ્ત્રી પુરૂષે એકઠાં મળી નાચવું, ગાવું બજાવવું વગેરે Ball. હાલ એ રિવાજ આપણા દેશમાં બંધ પડયો છે.

૨૩—**ક્રીડા** ( ક્રીડ્=રમવું.)—**લીલા.** રમત, મઝા, શોભા.—**વિખાણ.** ( **સં.** ) વ્યાખ્યાન=વર્ણન. અહીઆ છે તેજ મુળ અર્થ, પણ માણસનો સ્વભાવજ છે કે વિશેષ વર્ણન કરતાં તારીફપર ઉતરી પડવું તેથી એનો અર્થ સાધારણ ભાષામા તેવો થઇ ગયો છે. શ્રાવકોની કથામાં મુળ અર્થે એ શબ્દ હાલ વપરાયછે;-જેમ "વખાણ વંચાયછે."

૨૪. **કૃતાર્થ.** (કૃત=કીધું+અર્થ=મતલબ.) કરવાનું હતું તે કરી રહ્યો,—પાર પડેલો. **હુવી.** ' હો ' ધાતુનો એ ભુત કાળ ફકત કવિતામાં કે પુરાણીઓના ભાષાંતરમાંજ હાલ વપરાય છે, બાકી એ ઠેકાણે 'થા' ધાતુનો ભુતકાળ બોલાય છે,

૨૫. **અદ્ભુત.** ચમતકારી. નવાઈ જેવી.—**વિરાજે** (**સં** વિ+રાજ=શોભવું) જી. એનું. વ્યાકરણ માત્ર પાદપૂરણાર્થ શબ્દ એટલુંજ કરવું, કારણકે એ અહીયાં દકત કવિતાના ચરણ પૂરા કરવાનાજ કામમાં આવે છે. રે, હાં હાં, લોલકે, જ વગેરે પણ એવાજ શબ્દ છે.

૨૬.—**ભવ,** (**સં**) (**ભૂ**=હોવું.) હોવાપણું જીંદગી વેદાંત પ્રમાણે પરીભ્રમથી જીવ રૂપે રહેવું એજ માહા દુઃખ છે. ભક્તિ માર્ગમાં એનો અર્થ જુદા જુદા અવતાર—ભાજે=ભાગે કવિતામાંજ એ રૂપ હાલ વપરાય છે.

૩૦.—**સદાશિવ** અનાદ્યંત એટલે જેનો આરંભ કે અંત નથી એવા શિવ.-વૈકુંઠ વિષ્ણુનું સ્વર્ગ.

૩૧. **મળ્યા.** ભેટ્યા—**ગોપી** ( **સં.** ) ( ગો=ગાય+પા=પાળવું ) ગોવાળણી, પણ પ્રાકૃતમાં કૃષ્ણ સંબંધની ગોવાળ સ્ત્રીઓજ એ નામે ઓળખાય છે.—**લાગ્યાં.** નારી જાતીનું માનવાચક બહુવચન.

૩૨.—**ગોકુળરાય.** ગોકુળ=કૃષ્ણ જ્યાં ઉછર્યા હતા તે+રાય ( **સં.** ) રાજન=રાજા ) કૃષ્ણ.

૩૩. વચમાં ' જેને' શબ્દનો અધ્યાહાર છે. કવિતામાં એમ બહુ થાય છે.

૩૭—૩૮. કૃષ્ણ ને શિવના સંવાદમાં કવિએ રાજદરબારી વિવેક ઠીક મુકયો છે. ઉદ્ધવ. કૃષ્ણના સાથી અને ભક્ત. ગોપીઓની આસનાવાસના કરવા કૃષ્ણે એને મથુરાંથી મોકલ્યા હતા. ત્યાંથી તેને પ્રેમભક્તિનો બોધ સબ્યો હતો—**વિદુર** દુર્યોધનના સાવકા કાકા એ ભક્તિ, નીતિ ને ડાહાપણનો ભંડાર હતા એના કહ્યા પ્રમાણે જો એનો ભાઇ ચાલ્યો હોત, તો મહાભારતનું નાશકારક યુદ્ધ થાત નહિ. કૃષ્ણ એની પ્રીતિ જોઇને દુર્યોધનની મોટી મીજબાની મૂકી એની લૂખી ભાજી જમવા ગયા હતા.

૪૦.—**ગોપાળ.** કૃષ્ણ. ( ગો=ગાયક+પાલ=પાળવુ ) કોઇ 'ગો' નો અર્થ ઇંદ્રિય કરે છે. એ અર્થ ઇંદ્રિયોનો જીતનાર જે કૃષ્ણ તે. એ લીટીમાં સ્વપ્રાલંકાર છે. જ્યાં વર્ણન કરનાર પોતાનું બોલવું એકદમ બંધ પાડી દઇ પાત્રના શબ્દજ બોલે છે તેને સ્વપ્રાલંકાર કહે છે. ઘણાએ કહ્યું એમ તેમાં વધારીએ તો તે અલંકાર જતો રહે એ અલંકાર કવિના મનની તલ્લીનતા બતાવે છે.

૪૧. **કીર્તનભક્તિ.** ભક્તિ નવ પ્રકારની ગણાય છે;—શ્રવણ. કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સંખ્ય, અને આત્મનિવેદન- આ વર્ગ કાંઇ ઘણો શાસ્ત્રી નથી.

૪૨. **રસશૃંગાર.** કવિતાથી જુદા જુદા પ્રકારના જે આ

નદ ઉત્પન્ન થાયછે તેને રસ કહે છે, અને તેના આપણા પં- ડિતોએ નવ વર્ગ પાડયા છે:-૧. શૃંગાર=પ્રીતિ; ૨. હાસ્ય; ૩, કરૂણા=દયા, શોક ઉત્પન્ન કરનાર; ૪. વીર=ઉત્સાહ, લડા- ઇનો જુસ્સો; ૫. રૌદ્ર=ગુસ્સો ૬, ભયાનક=બીક; ૭. અ- દ્ભુત=આશ્ચર્ય; ૮, બિભત્સ=કંટાળો; ૯. શાંત=ચિત્તનું ઠરી ઠામ બેસવું. કેટલાએક વત્સ એટલે પુત્રપ્રેમનો દશમો ર- સ ગણેછે.-નરસિંહ મહેતાએ શૃંગારનેશાંત રસજ લખ્યા છે.

૪૪. **ત્રિપુરાર,** (**સં**) ત્રિપુરારી=ત્રિપુર+અરિ એટલે શત્રુ, શિવ અગ્નિ, જળને શસ્ત્ર એ ત્રણથી ન ભેદાય એવા એક નગરના ત્રિપુરાસુને શિવજીએ માર્યો હતો.

૪૫. **લોકાચાર**. ષષ્ઠયંત તત્પુરૂષસમાસ છે. રૂઢી.

૪૬. રાધા પ્રખુભાનગોવાળની છોકરી, કૃષ્ણની વાહાલી.

૪૭. **અંતર્ધાન**. અંદર સમાઇ જવું, અદ્રશ્ય થવું.— **ભોળા**. પોતાના ભકતને બીજાની ભકિતની ભલામણ કીધા માટે ભોળા એમ તરંગ કરી શકાય.

**શંકર** (**સં**) . (શં=કલ્યાણ+કર=કરનાર.) શિવ.

૫૦.—**રંગ.** એ શબ્દના જુદા જુદા ૭ અર્થ છે; ૧. વસ્તુ- ઓનો રંગ. ૨. મઝા. ૩. કેફ. ૪. કાથો સાબાસી. ૬. લેહે, અહીંયા છેલ્લો અર્થ-તૃણવત. ઘાસના તરણા જેવો, તુચ્છ.

૫૧.—**તાલ**. ૧. હાથની તાળી, ૨. કવિતામાં જે ભાર મુકાય છે તે, એ ભાર બતાવવાને જે વાજીત્ર વપરાય છે તે. ઝાંઝ, કાંસી જોડા.—વાહાતા, વગાડતા.

૫૩. **ગોરાણી**. ગુરૂની નારિજાતિ, ગુરૂની સ્ત્રી નહિ.— **પ્રમાણી**.(પ્ર,+મા=માપવું).નિશ્ચય કરીને જાણી-હુંને મને જુ- ની ગુજરાતી. અદ્યાપિ વડનગરા બ્રાહ્મણો એમજ બોલેછે.

૫૬. **સાધ્વિ**. સાધુની નરજાતિ-ગૃહસ્થાશ્રમ. શાસ્ત્રમાં દ્વિજને સારૂ ચાર આશ્રમ એટલે સંસારમાં રહેવાની રીત બ-

તાવી છે, ૧. બ્રહ્મચર્ય, પરણ્યા વિના વિદ્યાભ્યાસમાં મંડયા રહેવું ૨. ગૃહસ્થાશ્રમ. ભણી રહ્યા પછી ઘરબાર માંડવુ. ૩. વાનપ્રસ્થ પુત્ર પૌત્ર થયા પછી સ્ત્રી સાથે વનમાં જઇને રહેવું. ૪. સન્યસ્ત, જ્ઞાનભકિતમાંદ્દઢથયા પછી બ્રહ્મસ્વરૂપમાં મગ્ન રહેવું.

**કડવું ત્રીજું.** એનું બંધારણ પિંગળની ચોપાઇના જેવું-જ. પણ ગાવાની રીત જુદી. એ ત્રણવાળી ન જાણવી.

૫૮. **પતિવ્રતા** (સં.) (પતિ=ધણી+વ્રત+વળવું. ચાલવું+આ–સ્ત્રીલિંગનો પ્રત્યય). ધણીને અનુસરીને ચાલનારી,—**પરમ.** ધણીજ. પતિવ્રતાનું વિશેષણ.

૫૯. **દામોદર.** (સં,) (દંમ=દોરડું+ઉદર=પેટ). કૃષ્ણ નાનપણમાં ઉખળે બંધાયા હતા તે વેળાથી એ નામે ઓળખાય છે–દામોદરજીનું મંદીર હજી જૂનાગઢમાં છે.

૬૦, **મુદ્રા.** છાપા, મોહોર. ચંદન ચોપડીને અથવા ધખાવીને શરીરપર મારી વિષ્ણનું નામ પાડે છે તે જગોએ ચંદન ચોપડીને, ભકતની નિશાની.

૬૧. **વૈરાગી.** (સં.) (વિ=વિના+રાગ=પ્રીતિ), સંસારી સઘળી વસ્તુનો અનિત્ય જાણીને અભાવ. કંતાળો.

૬૪. **અહનિંશ.** (સં. અહર=દહાડો+નિશા=રાત).

૬૬. **એક.** 'આધાર'નો ગુણ બતાવે છે. એ શબ્દનું સ્થાન અને ગાતાં જે એક માત્રનું તાન કરવું પડેછે, તે રસને સ્પષ્ટ કરે છે.

૬૭. **વિશ્વંભર.** (સં. જગતને પૂરૂં પાડનાર પરવરદેગાર. પરમેશ્વર—**અંન.** (સં.) અદ્=ખાવું.

૮૩-૮૯. એ બે લીટીઓ ભાષામાં કહેવત થઇ પડી છે.

૮૬-૯૬. હિંદુ કુટુંબમાં નવી વહુની અવસ્થા અહીંયા બરાબર વર્ણવી છે. **આણું.** તેડું. પણ વહુને સાસરે તેડે છે, તેનેજ હાલ આણું કહેછે,–**ભણે.** બોલે, કહે છે.–**સાસરવેલ.** સાસરાનો બધોપરિવાર–**પાવન.** (પૂ=પવિત્ર કરવું).

૯૭. **લઘુવેષે**. ( લઘુ=નાનો ) છોકરવાદ દેખાવનો ક-જોડાની ભૂંડી ચાલ આપણામા બહુ જૂની જણાય છે.

૯૮. **વિવેક** (સં.) (વિ+વિ=છુટું પાડવું) સારાનઠારાનો ભેદ સમજવો તે વિવેક,-**વિચાર** ( વિ+ચર=ચાલવું. ) મનનું ચાલવું, મનની ગતિ.

૯૯. **સીમંત** (સં.) મૂળ અર્થ સેંથો અધરણીમાં ચોટલો વાળવાની એક વિધિ થાય છે તે ઉપરથી એક પ્રસંગનું પણ નામ એજ પડયું હોય એમ ધરાય છે.

૧૦૦ **સાદર**. (સં. સ+આદર) સ્ત્રીને ગર્ભ રહે છે ત્યારે ખાવા પીવા વગેરેનું જે મન થાય છે તે.

૧૦૧. **વહુવર**. (સં.) વધુ ઉપરથી વહુને, 'વર' ઉત્કૃષ્ટના વાચક શબ્દ જણાય છે; જેમકે મુનિવર, રૂષિવર, ગિરિવર વગેરે—એવે પ્રસંગે સ્ત્રીનું રૂપ ઘણુંજ ખીલે છે.

૧૦૩. ભીખ માગે છે એમ કહેવાની ભરેલી રીત.

૧૦૫. **ઓરીઓ** કોડ મનની ઉમેદ. બધી સ્ત્રીઓને ચેણુરાણી થવાના બહુ કોડ હોય છે,

૧૦૮ **રીત**. ધમ રૂઢીની ક્રિયા—**રાખડી**. (સં. રક્ષા=રક્ષણ કરવા બાંધેલો દોરો,)

૧૧૨. ગિયરીઆં મામેરૂં ન કરે, તો છોકરીને જન્મનું દુ:ખ થાય છે;—સાસરીયાં મદા મેણાં મારે.

૧૧૬. **બાઇજી**. સાસુનણંદને માનથી બોલાવવાનો શબ્દ.

૧૧૭. **પંડયો**. (સં. પંડિત) બ્રાહ્મણોમાં કુળનું એક ઉપનામ છે.-**ખોખલો** દમથી ખુંખું કર્યા કરતો.

૧૧૯. **કંકોત્રી**. (સં, કુંમકુંમપત્રી). શુભ સમાચારનો કંકૂ છાંટેલો કાગળ શુભ પ્રસંગે બોલાવવાની ચિઠ્ઠી.

૧૨૫. એમાં 'દરિદ્ર' ભાવવાચકનામમાં જીવનારો પણ કીધું છે. નિર્જીવ પદાર્થનું સજીવન પદાર્થના જેવું વર્ણન થાય

ત્યારે જીવનારોપણ અથવા સજીવનારોપણ કહેવાય છે.

૧૩૯. સરસે સરસ દેખાય. ચડીયાતો થાય. એ ક્રિયાપદ ગુજરાતી ભાષામાં થોડા કવિ કોઇ કોઇ વખત વાપરે છે, ૧૨૭તી લીટીથી ભાવાર્થ:-'વહુ' તને શું ઘેલું લાગ્યું છે? એમ જાણુ, કે મા મુઇ ને પિયર પરવાર્યું જે બાપ બિચારો નાળ વગાડે છે ને ગાતો ફરેછે, નાચી ખુંદીને પોતાનું પેટ કેમ કેમ કરતાં ભરે છે, અને જેના ઘરમાં દરિદ્રતા તો આ છેડાથી પેલા છેડા સુધી ફેરા મારે છે, તે તને મોસાળું તે કયાંથી કરવાનો હતો? જે સગાના આવ્યાથી આપણી કાંઇ મતલબ ન થાય. તેને નોતરૂં દેવામાં શો લાભ? વળી. મેહેતાને તો હરિ એવા વાહાલા છે, કે તેતો જોવાને આખું ગામ ભેગું કરવાનો! તેથી તમને તો ડોસાને મળવાનું મન થાયજ તો, પણ અમે આખી નાતમાં ફજેત થઇએ જો! બાઇ તમારા સસરાને તો લાજીજ મરવું પડે. અને વેહેવાઇની પણ પોતે ન આવે તેમાંજ શોભાછે?

૧૪૧. સાસુને દષ્ટયંતવિશેષણને ત્રીજી વિભક્તિ લાગી છે બીજી કરીએતો અન્યવય છેક ગાંડોથઇજાય. વિશેષ્ય, મન'

૧૫૨, શિરોમણી (સં.) શિરસ=માથું+મણિ=હીરો.

૧૫૩. નાયક (સં) (ની=દોરી લઇ જવું.) સરદાર

૧૬૩, માઘ (સં) મહા મહીનો સંસ્કૃતમાં સઘળા મહીનાં નામ નક્ષત્ર ઉપરથી નીકળ્યાં છે. જેમ કે કૃતિકા ઉપરથી કાર્તિક. મૃગશિર ઉપરથી માર્ગશિર, પુષ્પ ઉપરથી પૌષ્ય, મઘા ઉપરથી માઘ, ફલ્ગુન ઉપરથી ફાલ્ગુન, ચિત્રા ઉપરથી ચૈત્રા વિશાખા ઉપરથી વૈશાખ, જ્યેષ્ટ ઉપરથી જ્યેષ્ટ, પૂર્વષાઢા, ઉપરથી અષાઢ, શ્રવણ ઉપરથી શ્રાવણ, પૂર્વાભાદ્રાપદા ઉપરથી ભાદ્રપદ, અને અશ્વિનિ ઉપરથી તે માસનું' નામ પડયું હોય તે નક્ષત્ર આવે એવી માસના દિવસની ગોઠવણ આપણા જોષીઓએ કીધી છે.

**રવિવાર.** સૂર્યનો વાર આપણા બધા વારના નામ ગ્રહ ઉપરથી પડયા છે. અંગ્રેજીમાં પણ રવિ. સોમ, અને શનિવારનાં નામ એજ અર્થનાં છે.

**વારણે**—ઓવારણમાં સમાગમના આનંદમાં.

૧૭૨, **દુઃખભાઇશું** દુઃખ પામીશું, રિસાઇશું.

૧૮૭. **નાગરી** ન્યાત, નગર અથવા શહેરના રહેનારા તે નાગર, વડનગર ગુજરાતમાં જુનામાં જુનું શહેર કહેવાય છે, અને તેથી ત્યાંના બ્રાહ્મણો પહેલ વહેલાજ ત્યાં ગામ વસાવીને રહેલા, અને તેથી નાગર કહેવાએલા બ્રાહ્મણોની ઘણી ભરતીતો પાટણવાળા મૂળરાજના વખતમાં થઇ, તે પેહેલાનાં ગામડામાં રહેનારા બ્રાહ્મણો કદાપિ ખેડાવાળ હશે, રાસમાળામાં ફાર્બસસાહેબ લખે છે કે ખેડા પણ વડનગરની પેઠે ઘણુંજ જૂનું ગામ છે, અને ખેડાનો અર્થ મરાઠીમાં ગામડું થાય છે—પુરાણમાં નાગર શબ્દ એ વિશેષ અર્થમાં વપરાએલો નથી, સુધરેલો, ચતુર, અને વખતે ખંધો એવા લાક્ષણિક અર્થ થાય છે ખરા. **ન્યાત** જ્ઞાતિ (**સં**) જ્ઞા=જાણવું. ન્યાત ને જાત એ શબ્દના અર્થમાં કાંઇ ફેર છે. (**जन**=પેદા થવું) જેમાં જન્મ થયો હોય તે જાતિ, અને રોજગાર ગામ વગેરે જે ઉપરથી ઓળખાતા હોય તે જ્ઞાતિ બ્રાહ્મણની તે હાલના સંપ્રદાય પ્રમાણે જાતિ અને નાગર, ઓદીચ વગેરેની તે જ્ઞાતિ.

૧૮૯. **ઋષિજી**. જે વખતે વેદ રચાય તે વખતે ધર્મ કર્મના વિચારમાં જે જ્ઞાનીઓ લીન થઇ ગયા હતા, અને જેમાંના કેટલાએકનાં ધ્યાન ફળ કવિતારૂપે વેદમાં નોધાએલા છે તેને ઋષિ કહે છે. પછીથી પવિત્ર વિદ્વાન બ્રાહ્મણને એ ઉપનામ આપવાની રીત પડી છે. આ જગોપર કાંઇક હાસ્યમાં એ શબ્દ ખોખલા પંડયાને લાગુ પડયો છે.

૧૯૧. **સ્તવન (સં)** સ્તુ=વખાણ કરવા.—**વિનય.**—(વિ+ની=દોરી લઇ જવું) નમ્રતા.

૧૯૩-૧૦૪. "ખોખલાપંડ્યાએ મેહેતાજીના હાથમાં કંકો-ત્રી આપી, અને મેહેતાને તેમાંથી વધામણીની વાત વાંચતાં-જ પેટમાં ફાળ પડી અને પરમેશ્વરનું સ્મરણ કીધું." એનું માપ ત્રીશાસવૈયા જેટલુંજ છે. જો 'જી'ને ગણીએતો.

૧૯૫. દામ—પહેલા એ જાતનો સિક્કો ચાલતો હતો, આયનેઅકબરીમાં રૂપીઆના ૪૦ દામ ગણ્યા છે. પછીથી એ સામાન્ય નામ થઇ ગયું; જેમ પૈસો, રૂપિયા વગેરે.

૧૯૬. ત્રીકમ (સં. ત્રીક) ત્રણનું બ્રહ્મા, વિષ્ણુ ને શિવનું) એકત્વ. (Frinity) પણ ગુજરાતીમાં એ શબ્દ વિષ્ણુને માટેજ વપરાય છે.

૧૯૭. કંકોત્રી લાવનારને દક્ષણા આપવાનો ચાલ છે.

૨૦૨, જગદીશ. (સં) જગત+ઈશ એટલે ધણી.

૨૦૩. સખીઓ, નરસિંહ મેહેતાની ભકિતમાં ત્રણ સ્ત્રીઓ હમેશાં રહેતી, અને જ્યાં જાય ત્યાં તેની જોડે ફરતી.

૨૦૫. સંપુટ-(સં) (સં=સાથે+પુટ=પડ) જેને બે પડ સરખાં છે તે પુરૂષોત્તમ માસમાં જેના દાન અપાય છે તે.

બાળમુકંદ.-(સં)બાળ=બાળક, ને મુકંદ=હીરો કૃષ્ણ.

૨૦૬. "કંઠેહાર કરીને" વગેરે-મુસાફરી કરતી વખત મૂર્તિ જોડે રાખવી હોય, તો માર્ગમાં સ્પર્શાસ્પર્શથી અપવિત્ર ન થાય તેનો ઉપાય એવો આપણા લોકોના સમજવામાં છે કે તેને માણસે પોતાને ગળે હાર કરીને બાંધવી.

નંદનંદ.—નંદનંદન (સં)=નંદનો વહાલો નંદનો છોકરો કૃષ્ણ

૧૯૦-૨૧૮. આ વીશ લીટીઓ આખી ગુજરાતી ભાષામાં બહાર પડતા નિર્મળ હાસ્યરસનો એક નમુનો છે. સીમંતનો વિચાર કરવા વેરાગીઓને બોલાવવા, સામગ્રીમાં ઝાંઝ, ગોપીચંદન તથા તુલસીનો ભારો ગાડીમાં ભરીને મોસાળું કરવા જવું; રસ્તામાં બળદીઆ ચાલે નહીં, ને વેરાગીઓ હોકારા કરતા પછાડીથી ગાડીને ઠેલતા જાય, બળદો

ઢાળ ઉપર ચઢે કે બધા વૈકુંઠનાથની જય બોલતા જાય;-એક બળદ બેસી જાય, ને તેને પુંછડી પકડીને ઉઠાડવા માટે એટલે આખગો બીજી તરફ ખેચી જાય, એના રસ્તામાં હજારો વેષ થતા જાય. પૈડામાં ચૂંચૂંચૂંચૂં થઇજ રહે, અને ગાડીમાં હમણાં ભાગી પડી હમણાં ભાંગી પડી એમ થયાજ કરે; બધા ગાડી અટકી પડે કે ઉતરી જાય, ચાલે ત્યારે બેસે એમ ઘડીમાં હજારોવાર તેઓને કરવું પડે; ને વળી આખે રસ્તે એ વેલની સાથે ભજનની ધુન તો તેઓ ઉડાવીજ રહ્યા છે. એ રીતે તેઓ વેહેવાઇને ગામ આવી પહોંચે ને ત્યાં બધાં લોકો તમાસો જોવા ભેગા થઇ જાય—એ ખરે-ખર હાસ્ય રસનો સમુદ્રજ છે. આ ચિત્ર એટલું જન પ્રિય થઇ ગયું છે કે 'નરસિંહ મેહેતાની વેહેલ' એવી એક સા-ધારણ કેહેવત પડી ગઇ છે, અને આમાંની થોડી એક લીટીઓ પણ મોઢે નહિ હોય એવું ભાગ્યેજ કોઇ નીકળશે.

૨૨૦–૨૨૨ એ પ્રમાણે ગામના બધા લોક મજાક કરે છે.

૨૩૧. કપટે. બધા નાગરો મળવાને સારૂં નહિ પણ ચર્ચા જોવા આવ્યા હતા. તેઓ ફકય પૂનો વેષ ભજવવા તેને ભેટતા; અને આડું અવળું સામગ્રી તરફ જોઇને એક બીજાભણી નજર કરી છુપું છુપું હસતા હતા.

૨૩૫, વસમો. વિષમ (સં) ઉંચો નીચો, 'સમ'થી ઉલટો

૨૪૨. હસણી–મજાખોરી. મજાકીપણાને સારૂ નાગરો આખા ગુજરાતમાં પ્રસિદ્ધ છે. કહેવત છે–કે "નાગર ના-ચણ, ને પવૈ, ઢાંકયા રહેજ નહિ"

૨૫૧. ફુટડો. એ શબ્દનો અહીયાં રસ એના બે અર્થ થાય છે તેમાં રહેલો છે. ૧ ખુબસુરત ૨. સારો ફુક્કડ રૂપાળું એ સારાના અર્થમાં ઘણે ઠેકાણે ગુજરાતમાં બોલાય છે.–મેહેતાજીને સમજાવવાનો એવો અર્થ કે તમારો સાથ કેવો સારો છે, અને કહેવાની મતલબ મરડમાં એવી

કે સાથ કેવો રૂપાળોછે. એ અન્યોક્ત્યલંકાર કહેવાય.

ત્રુઠડો, ત્રુઠયો. એ રૂપ કવિતામાંજ વપરાય છે, અને તેમાં પણ એ કાંઇ હાલ સુંદર ગણાતું નથી.

૨૫૪. મરડેમુખ. તિરસ્કાર બતાવતી વખતે મો વાંકુ કરવાની આપણી સ્ત્રીઓને ટેવ છે.

૨૮૧, મેર. (સં.) મેરૂનું અપભ્રંશરૂપ. "જો ગરીબ બાપ એક કાપડું આવે, તો તે સોનાનો મોટો પર્વત આપ્યો હોય તેનીજ બરાબર વાહલું લાગે છે"

૨૯૪–૨૯૫, આ બે લીટીમાં નરસિંહ મેહેતા સરખા મહાપુરૂષની ચિંતા સરસ ચીતરી છે, એમાંનો વ્યંગરૂપ કરૂણારસ છાતીને ભેદી નાંખે એવો છે, પોતાની હાંસી આટલી બધી થઇ તેનું લેશમાત્ર પણ ન લાગતાં એ ભક્ત રાજ આનંદમાં હતા, પણ આમ પોતાની દીકરીને દીઠી કે તેની લાગણીનો અને તેના દુઃખનો વિચાર આવ્યો અને તે વિચાર આવતાની સાથેજ ઉંડો નિશાસો મૂકી પરમેશ્વરને યાદ કીધા; આ વર્ણન નરસિંહમેહેતાની પાત્રતાને બિલકુલ અનુસરતું છે, એ કોમળમનના સાધુ પારકે દુઃખે દુખીયા થયા, અને તે દુઃખમાં પણ પરમેશ્વર તરફ જે અચળ દૃષ્ટિ હતી, તે જરા પણ ચળી નહિ, એ વર્ણન નરસિંહ મેહેતાનો આસ્થા અને કોમળતા સરખીજ રીત બતાવે છે–અહીંયાંથી બાકીનું ઘણું કરી આખું કડવું કરૂણા રસથી નીતરી જાય છે. સ્ત્રીઓનાં તો વિશેષ કરીનેજ એ ચિત્ત ચીરી નાંખે છે. એ રસે ઘણી અઘણીયાતો ભર સભામાં છુટે મોહોડે રડાવી છે, અને તેનાં સુંદર મુખનું સુંદર માંડણ બગાડી નાંખી પ્રેમકોમળતાનો વધારે સુંદર શણગાર પેહેરાવ્યો છે.

૨૯૯–૩૦૨. એમ લાગેછે કે આ પ્રસંગે એ સાધુને પણ આડી વાત કરવાની જરૂર પડી, બંનેના મનમાં

વિચાર તો મામેરાનોજ ઘોળાયા કરતો હતો, પણ તે નથી એમ કહેવાની હિંમત બાપની ચાલી નહિ, અને એકક્ષણ બીજીજ વાત કહાડી; પણ પછી તરતજ સુધો નરસિંયો પાછો ભકિતના આસન ઉપર બેસીને સ્પષ્ટ વાત કરે છે.

૩૦૭—આ નિર્ધનતા વિષે ચિત્તવેધક કવિતા છે, અને બરાબર પ્રસંગાનુસારજ છે. એ નરસિંહ મેહેતાને મોંહે બિલકુલ શોભત નહિ, અને કુંવરબાઇને શોભે છે તેવી કોઇને પણ દુનીઆમાં શોભે એમ નથી. એ ખરેખર જાણે કુંવરબાઇના હૈયામાંથીજ તે વખતના વિચાર કોરી કાહાડયા હોય એવી સાચી અને મનુષ્યના સ્વભાવને અનુસરતી છે.

૩૨૬—૩૪૦. કુંવરબાઇએ પોતાના ભલા બાપને આ વચન કહ્યાં તે બહુજ નિર્દય અને ખોટાં છે. આ ઠેકાણે પ્રેમાનંદે પાત્રતા પેચીને રસાભાસ મેળવ્યો છે "સાધુ પિતાને મહાદુખ દેવા, મારે સિંમત શાને આવ્યું" એવું બોલનારી શાણી કુંવરબાઇ પોતાના બાપની નિર્ધનતા અને પોતા ઉપર સંપૂર્ણ પ્રેમ છે એ બરાબર જાણ્યા છતાં આવા સંખિણિના જેવાં કઠોર બોલ કેમ બોલે? એવે પ્રસંગે કદાપિ બીજી અજ્ઞાન સ્ત્રીઓ પોતાની અમુઝણના જોરમાં એમ બોલે. પણ કુંવરબાઇ, જોકે તેના બીજા સઘળા વર્ણન ઉપરથી જ્ઞાન ભકિતમાં નરસિંહ મેતાની પુત્રિ થવાયોગ્યજ જણાયછે, તે પોતાના બાપને મહાદુઃખની વેળાએ આવાં વજ્ર સરખાં મેહેણાં નકામાં મારે એ સંભવતું નથી,—આ કવિતા સાધારણ લોકોમાં ઘણીજ રસમય ગણાય છે, કેમકે આપણા દેશમાં આ મુઆ પછી ઘણે ઠેકાણે છોકરીની જે અવસ્થા થાય છે તેનું આબેહુબ રસ ભર્યું ચિત્ર આપ્યું છે, એ સાંભળતાં કુંવરબાઇ બોલે છે, કે કોણ બોલે છે. તેનો વિચાર ન રાખતાં ઘણા લોકઃ એના

રસમાં ઉતરી પડે છે, અને બેશક હાલની એવા દુ:ખમાં આવેલી કોઇ સાધારણ સ્ત્રીનું એ બોલવું છે એમ ગણીએ તો એ રશથી ઉભરાઇ જાય તેમ કહ્યા વિના નહિચાલે એમાં ઉપમા અલંકારની હારનીહાર જે આપીછે તે પેલી સ્ત્રીના મનનો ઉછાળો બતાવેછે, શામળની અલંકારમાળા જેમ ઘણીખરી તરંગના ઘરથી નીકળે છે, તેમ પ્રેમાનંદમાં થોડાએક ઠેકાણે જે માલમ પડેછે તે રસના ઘરની છે તોપણ ૩૩, ૩૪ ૩૧, અને ૩૮ મા ઉપમાઓછે તે બેશક રસભંગ કરતીછે. કદાપિ પાછળથી કોઇ વ્યાસે ઘોંચી ઘાલી હશે.

૩૪૧, ઉપહાસ (સં.) મજાક, મશ્કરી, કરૂણારસમાંથી અહીંયા એકદમ પાછો હાસ્ય રસમાં ઉડે છે,

૩૫૨. વસ્ત. (સં.) વસ્તુ, ચીજ જણસ.

૫૫૩. હુ ય. હું ગદ્યમાં બીજી વિભકિત લગાડવીજ જોઇએ.

કડવું ૬ઠું. માપ બત્રીશ માત્રના સવૈયા જેટલુંજ, જો ટેકના શબ્દને ગણીએ છો, એ આખા કડવામાં આછો હાસ્યરસ બહુ છે, જેમ વરાળનો બાચકો ભર્યાથી તે હાથમાં આવતી નથી. તેમ હાસ્યને ગંભીરાઇથી ન્યાંળે તેના રસનો અનુભવ પમાતો નથી. સ્થિરચિત્તે કવિના તરંગને વશ થઇને બેસવું એ સઘળા રસ સમજવાનો ઉત્તમ માર્ગ છે.

૩૬૩. ભારે. આ અન્યોકત્યલંકારછે. શબ્દાર્થ મતલબ ઉલટીજ હોય, અથવા જેને તે શબ્દાર્થલાગુ પાડયો હોય તેનાથી બીજા શખ્સને તેલાગુ પડતો હોયતો તેને અન્યોકિત કહેછે. જેમ'તું બહુ ડાહ્યોછે મતલબ કે તું ગાંડોછે; 'ભાઈ તું ડાહ્યો—તે અમે ઘેલા? થયું!" મતલબ ઉલટીજ, તેમાં આ ઠેકાણે આ અલંકાર બહુજ શોભે છે. ઉમરે કદે વડવાસુ ભારેજછે, બોલેછે પણ ભારેખમ થઇનેજ, અને અંદરથી આવી ટોળ કરેછે; ત્યારે કવિ તેની ટોળ કરે તેમા શી નવાઇ?

૩૬૪.—વહીવહુવર, પુત્રની વહુ, પૌત્રની નહિ.

૩૬૬. **નાગરી ગોઠ** શરમ વિના કહી દેવું, માગી લેવું ગોઠ (સ. ગોષ્ટિ=વાત). ભાષામાં એ એક કહેવત છે. પણ શેહેરમાં દરેક વસ્તુની રોકડી કિંમત આપવી પડે છે અને ગામડાની પેઠે માગીતાગી મળતી નથી તે ઉપરથી એ નિકળેલી, કે સાધારણ લોકો માને છે તેમ નાગર બ્રાહ્મણના તોછડાપણા ઉપરથી નીકળેલી એ કહી શકાતું નથી.

૩૩૭—આ કડવામાં વિવિધ વિરામ ચિન્હ વિવિધ સ્થળે આવ્યાંછે તે હાસ્ય રસના ઉછાળા જાણવા ટોળ કરતી વખતે એમજ બોલાય.

૩૮૫.—**ક્ષોભ** (સં.) લાજ, શરમ. (ક્ષુભ=ગભરાવું).

૩૯૩.—આ લીટી કહેવત જેવીજ થઇ પડીછે.

૩૯૬.—આ કડીમાં કેટલીએક ડોશીઓનું બરાબર ચિત્રછે.

૪૦૦.—આ કુંવરબાઇની ગભરામણની સીમા બતાવેછે.

૪૦૯—પંચાળી, દ્રોપદી, પાંડવોની સ્ત્રી, પંચાળદેશના દ્રુપદ રાજાની છોકરી. યુધિષ્ટિર રાજપાટ દ્યુતમાં હાર્યા ત્યાર પછી દુર્યોધને દ્રૌપદીને દરબારમાં પકડી મંગાવી નવસ્ત્રી કરવા માંડી હતી.

૪૧૫, **યુગ** ચાર ગણાયછે:-કૃત અથવા સત્ય ત્રેતા, દ્વાપર અને કળિ. ૧૭૨૮૦૦૦, ૧૨૯૬,૦૦, ૮૬૪૦૦૦, અને ૪૩૨૦૦૦ એ અનુક્રમે ચારે યુગના માપ ગણાયછે પાપબુદ્ધિ અને નાસ્તિકતા એ કળિયુગના લક્ષણ માન્યાછે.

૪૨સ—**કંદ્રુપ** (સં) કંદર્પ કામ દેવ પ્રીતિનો દેવ.

૪૨૧,—" **જેને જેસુ મળતું** " જેને જેની સાથે હેત પ્રીત હતી તેની પાસે તેઓ બેઠા, જનસ્વભાવની આવી નાની વાત પણ કવિના લક્ષમાંથી જતી નથી.

**૪૨૩-સુધન્વા.** ચંપાવતીના હંસધ્વજ રાજાનો છોકરો, પાંડવોના યજ્ઞનો ઘોડો બાંધ્યાથી જ્યારે તેઓની સાથે લડાઇ થઇ, ત્યારે એને પોતાની સ્ત્રીની ભેટ લેતાં લડાઇમાં આવતાં

વાર લાગી, અને તે ઉપરથી બાપે તેલની કઢામાં નાખવાનો હુકમ કર્યો. એ વેળા ભકતજાણી એને વિષ્ણુએ ઉગાર્યો હતો.

૪૨૫. ઉષ્ણોદક ( સં )ઉષ્ણક+ઉદક=ઉનું પાણી, ગુણુથયો.

૪૨૬. વેહેવાઇવર્ગ પરસ્પર મજાક કરવાનો હક્ક સમજે છે, અને સ્ત્રીપુરૂષ પણ એવા સંબંધમાં ઘણી છુટ લે છે. નરસિંહ મહેતા જેવા સુધા પુરૂષની વેવાઇ વર્ગની સ્ત્રી મજાક કરે, મેહેતાજીને મજાક વસમી લાગે, ને નાતાં નાતાંજ તાળ મંગાવી વરસાદને સારૂ પ્રાર્થના કરવા મંડી જાય, અને બધું ગામ જોવા ભેગું થાય એ ઘણુંજ રમુજી ચિત્ર છે.

૪૨૮. આલાપ્યો શબ્દ બોલ્યા સિવાય રાગની મુર્તિ બાંધવા સારૂ ગવૈયા જે " આ–આ–અ " કરીને ગાય છે તે અ=મર્યાદ÷લપ=બોલવુ) મલાર–આપણા લોકો એમ માને છે કે ખરો મલાર ગાય તો વરસાદ આવે, અને દીપક ગાયતો દીવા પોતાની મેળે પ્રગટાઇ જાય.

૪૩૦ વ્યંગ (સં) (વિ+અંગ=શરીર) સ્પષ્ટ નહિ પણ ઢુવામાં કહેલું, મર્મવચન, ભેદભરેલા બોલ.

૪૩૨.—"મોહ ગરજ્યો વજાડી તાળ" કવિને કહેવાનું તો એમછે કે મેહેતાજીએ રાગ ગાવા માંડયો, કે વરસાદની ગર્જના થઇ; પણ એટલું કહેતા કહેતાં એના મનમાં તરંગ ઉઠેછે કે વરસાદ ગાજતો નથી, પણ મેહેતાજી ગાય છે તેની જોડે તાળ વગાડે છે ! આવી પેહેલા વર્ગની કલ્પના ગુજરાતી કવિઓમાં બહુજ થોડી દીઠામાં આવેછે. મેઘદૂતાદિ સંસ્કૃત કાવ્યમાં તો એ સાધારણ છે.

૪૪૫. સ્ત્રીવર્ગ મજાકમાં એ પેહેલી અને બીહી જઇને પગે લાગવા એ પેહેલી તૈયાર થાય એ સ્વાભાવિકજછે.

૪૪૯. નાગરોનું આ નાસ્તિક વચન બહુજ હાસ્ય ઉપજાવેછે, મેહેતાજીનું આટલું ધુળમાં ગયું, ને સ્વાભાવિક કારણ આગળ પડયું,

૪૫૭.—મેહેતાજીનો એ નિત્ય અભ્યાસ બતાવે છે.